# नृसिंह नाटक

## ગદ્યપદ્યાત્મક

## પંચાંકી.

રચનાર

मधुवचराम बलवचराम होरा.



મુંબઈ,
ઓરિયન્ટલ છાપખાનામાં છપાયું.

સન ૧૮૮૨ ઇસવી.

કિમ્મત રૂ. ૧.

# नृसिंह नाटक

ગદ્યપદ્યાત્મક

## પંચાંકી.



રચનાર

मधुवचराम बळवचराम होरा.



મુંબઈ,

ઓરિયન્ટલ છાપખાનામાં છપાયું.

સન ૧૮૮૨ ઇસવી.

કિમ્મત રૂ. ૧.

# NRISINHA NÁTAK.

## A PLAY

IN

## FIVE ACTS

*(IN PROSE AND VERSE)*


BY

MADHUVACHARAM BALVACHARAM HORA


---


**Bombay:**

PRINTED AT THE ORIENTAL PRINTING PRESS.

1882.

*Price One Rupee.*

# પાત્ર.

## પુરૂષવર્ગ.

નૃસિંહ ......... વિષ્ણુએ ધારણ કરેલું રૂપ.

ઇન્દ્ર ............ સ્વર્ગનો અધિપતિ.

નારદ ............. રૂષિ.

હિરણ્યકશિપુ... પૃથ્વિઉપરનો બળવાન દૈત્ય.

પ્રહ્લાદ ......... તેનો પુત્ર.

શુક્રાચાર્ય......... દૈત્યગુરૂ.

શંડામર્ક......... શુક્રાચાર્યના પુત્ર.

માતલિ ......... ઇન્દ્રનો સારથિ.

સુબાહુ ......... એક દૈત્ય.

પ્રધાન, દેવતાઓ, અનુચરો, નિશાળિયા, ઇત્યાદિ.

## સ્ત્રીવર્ગ.

સચી ............ ઇન્દ્રની રાણી.

કયાધુ ......... હિરણ્યકશિપુની રાણી.

સુગ્રીવા ......... તેની સખી.

સચીની સખી તથા અપ્સરાઓ.

# नृसिंह नाटक.

## નાન્દિ.

### स्त्रगधरावृत.

લક્ષ્મિ જેના પદાબ્જો કિસલય સરખી અંગુલીએ તળાશે,
જેની સ્નેહાળ દૃષ્ટી કુચ ફુલ પરની પાછિ વાળી સહાસે;
જાણે નીલે ઉગેલાં તરૂસમ શરિરે સોહ્ય ઊચ્ચે મુખેંદુ,
તે વિષ્ણુની કૃપાથી સકળ મનુશને ઉછળો સુખ સિંધૂ. ૧

---

૧ વિષ્ણુ સુતેલા છે અને લક્ષ્મિજી તેમના પગ આગળ બેસીને તેમના પગ ચાંપે છે તે વેળાનું વર્ણન છે. જેના પદાબ્જ એટલે પાદાર્વિંદ-પગ, પોતાની કિસલય-ઝાડની નવી ઉગતી કળિયો સરખી આંગળીથી લક્ષ્મિ તળાસે છે એટલે ચાંપે છે, અને તે વખતે જેની સ્નેહાળ એટલે સ્નેહ ભરેલી દૃષ્ટી, નજર, પોતાનાં કુચ એટલે સ્તનરૂપી ફુલના જુમખા-ગોટાઉપર થાય છે તે હાસ્યથી પાછી વાળીને એટલે તે જોઈને જેની સામુ મધુરું હશીને લક્ષ્મિ જ્યારે જોય છે ત્યારે નીલ એટલે નીલમણીના પર્વતઉપર કોઈ તરૂ એટલે વૃક્ષ ઉગ્યું હોય, તેનાઉપર પ્રકાશમાન ચંદ્રમા આવી રહ્યો હોયની તેની પેઠે તેમનું મુખ પોતાના નાજુક શરીરઉપર આવી રહેલું છે તેવી શોભા થઈ રહે છે, તે વિષ્ણુની કૃપાથી-મેહેરબાનીથી-આશીરવાદથી સઘળા મનુશ-લોકોને સુખનો સિંધુ-એટલે સમુદ્ર ઉછળો-એટલે સુખનો દરિયો

## સૂત્રધાર.

**સૂત્ર.**—(આસપાસ જોઇને.) અહો! આજ રંગમંડપની રચનામાં કંઇજ મણા નથી; તેમાં વળી આવું સદ્‌ગુણી શ્રોતા મંડળ, એપણ મારૂં મોટું ભાગ્ય છે. રંગભૂમિ લલચાવે છે અને શ્રોતાઓ આતુર છે. માટે હવે મારી પ્રિયાને બોલાવવી જોઇયે. (આગળ ચાલીને નેપથ્ય ભણી જોઇને.) હે પ્રિયે!

નટી આવે છે.

**નટી**—સ્વામિનાથ, તમે મને બોલાવો છો?

**સૂત્ર.**—હા, પ્રાણપ્યારી, તું જોની અહિં સર્વ સજ્જનો એકઠા થયા છે.

**નટી**—ત્યારે શી આજ્ઞા છે?

**સૂત્ર.**—આજે આપણો મોટા ઉત્સવનો દિવસ છે. કેમ એ વાત તું જાણે છે કે નહિ?

**નટી**—સ્વામિનાથ, આજે કિયો ઉત્સવનો દિવસ છે?

**સૂત્ર.**—આજે વૈશાખ શુદ ચૌદશ છે, તે તું નથી જાણતી?

---

પ્રાપ્ત થાવ ને તેમાં સહુ મહાલો-ક્રીડા કરો. વિષ્ણુનું શ્યામ શરિર છે અને તેથી તેને નીલપર્વતની સાનુ-ઉંચીજગા-ટોચ ઉપરની જગાની ઉપમા આપી છે. લક્ષ્મિજીનું શરિર તેને વૃક્ષ કલ્પેલું છે, અને તેમનું મુખ એ વૃક્ષઉપર પ્રકાશતો ચંદ્રમા છે. લક્ષ્મિના સ્તન એ તે વૃક્ષના ફુલ છે. લક્ષ્મિજી વિષ્ણુના અંગ આગળ બેઠેલાં છે તેથી નીલપર્વતઉપર એક બાજુએ, છોડ, વૃક્ષ ઉગ્યું છે એમ દેખાય છે.

નટી—તે તો હું જાણું છું પણ એ મોટા ઉત્સવનો દિવસ છે, એમ મને ખબર નથી.

સૂત્ર.—ત્યારે સાંભળ, શ્રીકૃષ્ણ ભગવાને પૃથ્વીઉપર દશ અવતાર ધારણ કરેલા છે. તેમાં ચોથો અવતાર નૃસિંહ હતો. વિષ્ણુએ નૃસિંહરૂપ ધારણ કરીને વૈશાખ શુદ ૧૪ ને દિવસે હિરણ્યકશિપુ નામના એક મહાબળવાન દૈત્યને મારેલો છે.

નટી—સ્વામિનાથ હવે મને ઇઆદ આવ્યું. એ દૈત્યને મારીને ભગવાને પોતાના ભક્ત પ્રહલાદનું રક્ષણ કર્યું.

સૂત્ર.—હા, બરાબર. તેથી આ સર્વ સભાના મનરંજન કરી આનંદ કરવો એવી મારી ઇચ્છા છે.

નટી—આપે બહુજ યોગ્ય વિચાર કીધો છે. ત્યારે હવે શું કરવાની આપની ઇચ્છા છે.

સૂત્ર.—આ સર્વ સદ્ગૃહસ્થો કૃપા કરી ભેગા થયા છે તો તેમને એક સારૂં નાટક કરીને બતાવવું એમ હું વિચાર કરૂં છું.

નટી—અહો બહુ સારૂં, કિયા નાટકની સામગીરી કરિયે? આજના દિવસને અનુકૂળ હોય એવું નાટક કરિયે તો ઠીક.

સૂત્ર.—હા એ વિચાર તેં બહુ સારો સુઝાડ્યો, સૂર્યપુરના વાસી વડનગરા નાગર ગૃહસ્થની ઉત્તમ જ્ઞાતિમાં હોરા કુળમાં ઉત્પન્ન થયેલા મધુવચરામ બળવત્તરામે નૃસિંહ નાટક રચેલું છે. તેમાં દૈત્ય હિરણ્યકશિપુના વધનું સારૂં વર્ણન કરેલું છે. હાલના વખતમાં કેટલાંએક શોડ અહ્યાં ને મીઠ્યા ટાહેલાં ને લવારાવાળાં નાટક થયલાં છે તેવું એ નાટક નથી તેમજ એવાં ટાહેલાં પસંદ કરનારા, અખાતર આલ્યા, છાશને દુધ સમજનારા

શ્રોતાઓ પણ આજ નથી. માટે આપણે આજે એજ નાટકનો ખેલ કરી બતલાવવો.

નટી—સ્વામિનાથ! એ નાટકનો ઉદ્દેશ ઘણો સારો છે. જેઓ પરમેશ્વરઉપર સાચી ભક્તિથી સંપૂર્ણ આધાર રાખે છે તેને તે સહાય થયાવિના રહેતો નથી એમ એ દરશાવી આપે છે.

સૂત્ર.—હે પ્રાણવલ્લભા! એમાં તારે પણ વેશ લેવાની જરૂર પડશે માટે હવે જલદીથી સામગ્રી તૈઆર કરવી જોઇયે.

નટી—તમારી આજ્ઞા થઇ એટલે બધું તૈઆરજ છે.

સૂત્ર.—દરેક કાર્યના આરંભમાં ઇશ્વર પ્રાર્થના કરવી જોઇયે માટે લાવ તે કરીને પછી ખેલનો આરંભ કરિયે.

## આર્યા ગીતી.

વિશ્વજનક જ્યોતિરૂપ, શુન્યવિશે પણ રહ્યુંછ જે વ્યાપી;
સકળ વસ્તુમાં જેની, મંગળમૂર્ત્તિ જણાય છે છાપી. ૨
નિરાકાર નિરંજન, અકલિત અદ્‌ભુત છબિ નવ વરણાએ;
તેજોમય એ બિંબે, જ્ઞાન નેત્રને જિવશિવ દરશાએ. ૩
જે રૂપને ઓળખવા, જોગિ જટાધર વસે મહાવનમાં;
પક્ષિ પર્વત ને દ્રુમ, ઊંચા થઇ થઇ ચહેછ એ મનમાં. ૪

૨ વિશ્વજનક—જગતને ઉત્પન્ન કરનાર, શુન્ય એટલે જે જગાએ હવા પણ નથી તે અવકાશ; મંગળ એટલે શુભ-મૂર્ત્તિ, છપી-આકાર સ્વરૂપ; જ્યોતી એટલે તેજ.

૩ જ્ઞાન નેત્રને—માણસને જ્ઞાનરૂપી નેત્ર હોય છે તો તે નેત્રવડે.

૪ જેને ઓળખવાને માટે કેટલાક માણસો જોગી થઇને વન સેવે છે,—આકાશમાં પક્ષિયો ઊંચે ઊડે છે, પર્વતો ઊંચા માથાં કરી રહ્યા છે, અને વૃક્ષ પણ ઊંચા થાય છે તે એવા હેતુથી કે વારૂ ઊંચે જતાં-કોઇ પણ પ્રકારે બ્રહ્મનું રૂપ ઓળખાય છે.

ભસ્મ ધરી રૂષિ રાજો, અંજળિ લઈ એક ચિત્તથી સ્મરતા;
ગુણ ગાઇ ગાંધર્વો, નૃત્ય અપ્સરા પ્રદક્ષિણા કરતાં. ૫
રવિ પુઠળ ગ્રહમંડળ, ત્યમ મંડળ બ્રહ્માંડ મધુર સ્વરે;
જે મહા શક્તિ કેરી, કરિ પરિક્રમણા નિત મહિમા ઊચરે. ૬
તે સત શક્તિને હું, દૂય કર જોડી કરૂં નમન મનથી;
જય જય બ્રહ્મસ્વરૂપ જય, કૃપા કરો શું કવું હું અલ્પમતી. ૭

**નટી**—પ્રાણનાથ, તમે ઇશ્વર સ્તવન બહુ સારૂં કીધું તો પણ જ્યા વિદ્યાનું ને વાણીનું કામ છે ત્યાં તો સરસ્વતિની આરાધના કરવી જોઇયે.

**સૂત્ર.**—હા, ખરી વાત કહી, સરસ્વતિનું મંદીર પણ અહિં પાસેજ છે માટે તેની કૃપા થાય તેને માટે તું યોજના કર.

**નટી**—જેમ આજ્ઞા. **પદ.**

ધર કર કરગરૂં, સરસ્વતિ સુખ કરણરે.—ટેક.
રહી એક પદ પાણી, જોડિ માગું વિમળ વાણી;
સદય નયન મુજભણી કર, આવિ છું તુજ શરણરે.—ધર. ૮

---

૫ જેની સામુ મોટા મોટા રૂષિઓ એકાગ્ર ચિત્ત કરીને બેઠેલા છે અને હાથમાં પાણીની તા૦ ફુલની અંજળીઓ લીધી છે, જેની આસપાસ ગાંધર્વો તેના ગુણનું ગાયન કરતા ફરે છે અને અપ્સરાઓ જેની આસપાસ નૃત્ય કરતી જાય છે ને ફરે છે.

૬ જેની આસપાસ આખું બ્રહ્માંડ પ્રદક્ષિણા કરે છે અને મધુર સ્વરે જેની સ્તુતિ કરે છે, જયમ સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તેમ. અસલના લોક એમ માનતા કે સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તેવારે તેમાંથી મધુર ગાયન થતું હોય તેમ શબ્દ થાય છે.

જગત માત તુજ મનાઇ, તુજ વિના હું જાણું કાંહિં;
ચતુર મધુર વાહિનિ છું, દાસ દુઃખ હરણરે.—ધર. ૯
જવ તવ સત મયા હવી, મુરખ ઉઠયા પંડીત કવી;
સદિવ સરવ સુજન સ્મરે, સુરભિ સુરસ ઝરણરે.—ધર. ૧૦
શું વિનવું મુજ અલ્પ મતી, ભલિ ભલિ જહિં હારિછતી;
હૃદય આશ ધરી શીશ, મેલું છું તુજ ચરણરે.—ધર. ૧૧

સૂત્ર.— **दोहरो.**

વાણી દે મા ભારતી, રસ જહિં તહિં છલકાય;
અમનું ફળ એ ઇચ્છિયે, સહુ મન રંજન થાય. ૧૨

નટી—વાહ, વાહ, પ્રિય, વાહ, વાહ. તમે પણ ઠીક વરણન કર્યું. સઘળી સભાને આનંદ થયો તો આપણી મહેનત સફળ થઇ. પછી કરતા હરતા શ્રીહરી.

સૂત્ર.—તેના ઉપર આધાર રાખનારાઓને તે સદા આશ્રય આપ્યાંજ કરે છે.

**हरिणी प्लुता.**

જન આશ્રય જે હરિનો ધરે, હિત ન તેનું હરી જરિ વીસરે;
અસુરો હણિને દળિ આપદા, સચિ પતી ભય મુક્ત કર્યો સદા. ૧૩

પ્રિયે ચાલ હવે આપણે જઇને જલદી તઇઆર થઇ આવિયે.

(જાય છે.)

---

**प्रस्तावना समाप्त.**

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સ્વર્ગમાં રાજ્યભુવન.

ઇન્દ્ર અને તેની સ્ત્રી **સચી** બેઠેલાં છે.

**ઇન્દ્ર**—હે પ્રિયા, તું આટલી કૃશાંગી કેમ રહે છે? શું મારા ઇન્દ્રાસનનાં વૈભવથી તું સંતુષ્ટ નથી, અથવા શું હું તે વૈભવ તારી આગળ રજુ કરવામાં કાંઇ અજાણપણે ચુકું છું.

**સચી**—મહારાજ આપનો વૈભવજ મારી ઉન્નતામાં ઉન્નત આશાઓને ઓળંઘી જાય એવો છે અને તે આપવામાં તો તમે મારા મનોરથથી સદાએ ચપળજ છો. પ્રાણનાથ, સ્ત્રીઓને સઘળા વૈભવો કરતાં સ્વામિ સમાગમ વધારે પ્રિય છે–તેનો પ્રાણ આધારજ છે–અને તેતો પેલા દુષ્ટ દૈત્યોને લીધે દુર્લભ થઇ રહ્યો છે. પોતાના વીરધર્મે સદા રણે ચડી તમે તમારૂં અંગ પ્રફુલ કરો છો પણ પ્રેમ ધર્મે મારૂં હૃદય કમળ સંકોચાઇ રહે એમાં શી નવાઇ? હે મારા પ્રાણપ્રિય તમારા વિયોગે મને આ સ્વર્ગ મૃત્યુ લોકથી પણ ભુંડું લાગે છે–તમારા કલ્પવન મરૂનાં રણ થઇ જાય છે.

### ભુજંગી છંદ.

કહે સ્વર્ગમાં સર્વદા છે વસંત,
રહે હર્ષમાં પ્રાણિમાત્રો નચિંત;
નહી સાચું ભાસે પિયૂજી મને એ,
ઘણી વાર વેરાન હેરાન છે તે.　　　૧૪

મને મેલિને જાવ છો નાથ જ્યારે,
ન રૂચે મને લેશ કાંઇજ ત્યારે;
સહૂ રંગ તો સ્નેહિમાંહે વસે છે,
વિના સૂર્ય તીમીર સૌ પદ્મને છે. ૧૫
પળે છે તમારી પુઠે પ્રાણ મારો,
અહીં દેહ આ શુન્ય જેવી વિચારો;
સુખી નિત્ય ગાંધર્વનારી સુહાએ,
મહાલે ખરે રંગ કલ્લોલ માંહે. ૧૬
નહીં લાલનો લેશ વીજોગ જાણે,
છતે આપણે શ્રેષ્ટ, ના તે પ્રમાણે;
મને સ્વર્ગ વૈભોગથી શું જ થાએ,
અલંકાર વસ્ત્રે મડું શું સુહાએ. ૧૭
તમો પ્રાણ પ્યારા, રહો નિત્ય પાસે,
તદા કાલ હું નિર્ગમું છું ઉલ્લાસે;
તમો દેવના દેવને દુઃખ શાનું ?
હુંકે આપણે, એજ વિપ્રીત માનું ૧૮

---

૧૫ વિલાસ-વૈભોગ-એ સર્વે સારૂં ક્યારે લાગે છે કે જ્યારે સ્નેહી પાસે હોય છે ત્યારે. માટે સઘળી સુંદરતા, સ્નેહી માણસનેવિષે રહેલી છે. સૂર્ય આથમે છે કે પદ્મ બીડાઈ જાયછે અને આખું જગત તેને નિસ્તેજ થઇ પડે છે.

૧૭ ગાંધર્વની સ્ત્રિઓ પોતાના પ્રીતમનો વિયોગ જાણતીજ નથી; અને આપણે ગાંધર્વ કરતાં શ્રેષ્ટ-છેએ તે છતાં આપણે એ સુખ કેમ નહિ! મડું એટલે સબ હોએ તેની આગળ સારાં સારાં વસ્ત્ર ઘરેણાં હોય પણ તેથી સબ કંઇ જીવવાનું થાય છે? તેને તો સઘળું નિરૂપયોગી છે.

ખિલ્યું વન, શોભા નથી કાંઈ બાકી,
પતીના વિયોગે ઝુરે ચક્રવાકી;
મળે ઓષધી, સ્વામિનો નિત્ય સંગ,
મટે સર્વ પીડા ખિલે દેહ રંગ. ૧૯

ઈન્દ્ર— **वसंततिलका वृत.**

સાચું કહ્યું, પણ પ્રિયા કરૂં શો ઉપાય?
આ સ્વર્ગ રાજ્યથી મને પણ કલેશ થાય;
ચિંતા નવી નવિ ઘણી પ્રગટે સદાએ,
પણ પત્નિ તે નૃપ તણી તજિ કેમ જાએ. ૨૦
તે શોક્ય શાંતિની, પતી નિજ પાસ ધારે,
નિશા નિશા પતિ ઘણું જ્યમ સંગમાં રે;
રાજા, પ્રજા હીતતણી મૂરતિ સરૂપ,
જાણું ન એ શિર તદા રહું સ્વર્ગભૂપ. ૨૧

---

૧૯ ચક્રવાકી શીદને ઝુરે છે? આસપાસ વન સઘળું ખીલી રહ્યું છે. એટલે તેને જે જોઈયે તે છે અને શોભામાં કંઈ બાકી નથી, પછી ઝુરે છે તેનું કારણ શું? પોતાનો ધણી ઘણું ખરૂં છોડીને જાય છે તેથી. માટે સ્વામિનો નિત્યસંગ–સ્થાઈસંગ એ રૂપી ઓષધી–ઓસડ મળે તો સઘળી પીડા–સઘળા રોગ જતા રહે, અને દેહનો રંગ ખીલે એટલે શરીરની કાંતિ ફરી જાય અને શરીર વળે.

૨૦ ચોથી લીટી–ચિંતા એ તો રાજાની ધર્મ પત્નિ છે એટલે પહેલ વહેલી-ધર્મના વિચારથીજ–મોજ શોકને માટે નહિં–પરણેલી તે છે, તેને કંઈ મુકી દેવાય! નહિં, તેતો રાજાની સાથે હમેશ જોડાયલીજ છે.

૨૧ તે એટલે ચિંતા શાંતિની શોક્ય છે. જેમ નિશા એટલે

જ્યાં દુષ્ટ દૈત્ય દમતા મુજ દેવતાને,
શું સ્વંસિ ધર્મનું હું આળસ સેવું ત્યાંરે?
પદ્ધી મહા મહત કર્મવિશે રહે છે;
ઊંચો રવિ દ્યુતિ સહૂ ગૃહને દિયે છે. ૨૨

સખી— **હરીગિત છંદ.**

યશવાન, તમપરાક્રમોનિ કથા કરે મુજ અંતરે,
બહુ હર્ષને અભિમાનના ઉર્મી, મરૂત જ્યમ સાગરે;
પણ નાથ શત્રૂ સાથ ભિડવા બાથ જ્યારે સંચરો,
એકાંતમાં, જિવ નિત્ય ચિંતાથી રહે વિંધ્યો ખરો. ૨૩

રાત્રી પોતાના સ્વામી એટલે નિશાપતિ-એટલે ચંદ્રમાને ઘણું ખરૂં પોતાની પાસેજ સજે છે અને કોઇક વારજ દિવસજે આધિન થવા દે છે તેમ ચિંતા પણ ઘણું ખરૂં રાજાને છોડતી નથી અને રાજાને શાંતિનું સુખ તો કોઇક વેળાજ મળે છે. પ્રજાના હિતની સરૂપ એટલે સાક્ષાત જે મૂર્ત્તિ—તેજ રાજા એ વાત જો હું નહિ જાણું નહિ સમજું તો મારે સ્વર્ગનું રાજ્ય છોડી દેવું જોઇયે અને વધારે વખત સુધી રાજ કરવુંજ નહિં જોઇયે. (એટલે રાજાએ જાણવું જોઇયે કે પ્રજાનું હિત સાચવવાને માટેજ હું છું.)

૨૨ મારા દેવતાઓને એટલે હું દેવતાઓનો રાજા છું તેથી તેઓ મારા છે તે છતાં તેઓને દુષ્ટ દૈત્ય લોકો હેરાન કરે તે શું મારે જોયાં કરવું? અને આળસ સેવવું એટલે આળસુ થઇ બેશી રહેવું? એ આળસ કેવું છે? મારો જે ખરો ધર્મ છે તે ધર્મને નાશ કરવાવાળું એ આળસ છે. એટલે જો હું આળસ કરૂં છું તો હું મારા ધર્મમાંથી ચુકું છું. કોઇ પણ મોટી પદવી શેમાં રહેલી છે? મોટાં મોટાં કાર્ય કરવામાં. સૂર્ય સર્વ ગૃહમાં ઊંચો શા માટે છે? કેમકે તે બધાને પ્રકાશ આપે છે.

૨૩ તમે યશવાળા છો અને તમારાં પરાક્રમની કથા એટલે

ઇન્દ્ર— **દોહરો.**

ચિંતાનો નહિ વાસ, ત્યાં સુખ સાચું દેખાય;
ઇચ્છા નહિં, ત્યાં પ્રાપ્તિ નવ, ચિંતા તણી જણાય. ૨૪

એ ચિંતા, હે પ્રિયા, એજ દુઃખ છે. નાનાપ્રકારની વસ્તુઓમાં આસક્તતા, એજ દુઃખનું કારણ છે–માણસને ઇચ્છા થાય, કે મારે અમુક વસ્તુ જોઇયે છૈયે, તો જ્યાં સુધી તે પ્રાપ્ત નથી થઈ, તહાં સુધી તે વસ્તુ નથી, એ દુઃખ છે; તે વસ્તુ પ્રાપ્ત થઈ તો તે સદા કાળ કાયમ રહે, એવી તે ઇચ્છા રાખે છે; પણ નાશવંત વસ્તુ એમ રહેતી નથી, તેથી તે વસ્તુ પાસેથી જાય છે, તો તેપણ દુઃખ છે. જેમ જેમ કામનાનું બળ વધે છે, તેમ તેમ તે વસ્તુનું મૂલ્ય પણ કલ્પિત વધતું જાય છે, અને કપોલ કલ્પિત મુલ્યના પ્રમાણમાં કુલેશ વધારે અથવા ઓછો હોય છે.

---

તમે જેજે પરાક્રમ કરો છો તેની વાર્તા હું સાંભળું છું ત્યારે મારા અંતરને વિષે એટલે અંતઃકરણમાં, ઘણોજ હર્ષ અને અભિમાન થઇ જાય છે. જેમ સાગરમાં મરૂત એટલે વાયુ ઉર્મી એટલે મોજાં કરે છે એટલે પવનથી સમુદ્રમાં જેમ મોજાં થાય છે તેમ એવી વાર્તાથી મારા હૃદયમાં હર્ષ અને અભિમાન રૂપી મોજાં ઉછળે છે. પણ શત્રૂઓની સાથે જ્યારે લડવાને માટે તમે સંચરો છો એટલે જાઓ છો ત્યારે મારો જીવ એકાંતમાં ચિંતાથી વિંધાયલો એટલે ચિંતાતુર રહે છે. એકાંતમાં કહ્યું તેનું કારણ એ કે સ્વામિ જાય છે તો સ્ત્રિને કંઇ ગમતું નથી; તેને કેશામાં રસ લાગતો નથી તેથી તે સહુથી દૂર–એકાંત રહે છે.

**સચી**—કામનાની સિદ્ધી થઇ તો, પછી સુખ કેમ નથી થતું?

**ઇન્દ્ર**—માણસ એકજ વસ્તુની અપેક્ષા કરી બેશી રહેતો નથી. એક પછી બીજી, બીજી પછી ત્રીજી, ત્રીજી પછી ચોથી, એમ જુદી જુદી વસ્તુઓ ઉપર તેને મોહ થયાંજ કરે છે.

**સચી**—ત્યારે જેને અપેક્ષા થોડી, તેના જીવને શાંતિ વધારે?

**ઇન્દ્ર**—હા એમજ છે. સંતોષની પ્રસંશા એટલા માટેજ થાય છે. જેમ તનની આરોગ્યતા અવશ્યની છે, તેમજ મનની આરોગ્યતા પણ જોઇયે; તનના વ્યાધિની શાંતિ સહેલથી થઇ શકે, પણ મનની શાંતિ કરવી ઘણું કઠિન છે.

**સચી**—એ પ્રમાણે વિશેષ મનન કરતા, ખરૂં સુખ કોઇ અનુભવતું હોય એમ લાગતું નથી.

**ઇન્દ્ર**—સુખ મેળવવાનું માણસના મનનું સ્વભાવિક વલણ છે; પણ પ્રત્યેક માણસ પ્રત્યેક ભિન્ન ભિન્ન વસ્તુમાં સુખ રહેલું દેખે છે; અને તેથી તે ધારેલું સુખ મેળવવા યત્ન કરે છે; પણ જ્યારે અનુભવથી તેમાં સુખ લાગતું નથી, ત્યારે પછી બીજી વસ્તુમાં સુખ હશે, એમ ધારી ગોથાં ખાય છે.

**સચી**—ત્યારે ખરૂં સુખ કયાંથી મળી શકે?

**ઇન્દ્ર**—સુખ અને દુઃખ, એ કંઈ આત્માના ધર્મ નથી; એ તો માત્ર બુદ્ધિના ધર્મ છે. ખરો આનંદ જો કહિયે, તો તે માત્ર બ્રહ્મમાંજ રહેલો છે.

**સચી**—ત્યારે તે તો મોક્ષ થાય તોજ મળે?

**ઇન્દ્ર**—મોક્ષ એટલેજ દુઃખની નિવૃત્તિ, અને પરમાનંદની પ્રાપ્તિ.

**સચી**—સ્વામિનાથ, એ મોક્ષનું સાધન શું?

**ઇન્દ્ર**—એ પ્રશ્નનો ઉત્તર આપવો, એ ઘણું કઠિન કામ છે. હવે

પછી તું જોઇશ, કે એને માટે તો પૃથ્વિઉપર અનેક પ્રકારનાં ધર્મ પ્રવર્તશે, પણ નિશ્ચય કોઇ કરી શકવાના નથી. પણ નારદજીના મુખથી મેં જે શ્રવણ કીધું છે, તે હું તને કહું છું, માટે એકાગ્રચિત્તે સાંભળજે. કેટલાક વિદ્વાન્ કર્મને, કેટલાક ઉપાસનાને, કેટલાંક કર્મ અને ઉપાસનાને, મોક્ષનો હેતુ સમજે છે. પણ જ્ઞાન, એજ મોક્ષનો ખરો હેતુ છે.

**સચી**—જ્ઞાનથી મોક્ષ કેમ સિદ્ધ થાય? કર્મ ગમે તેવાં દુષ્ટ હોય તો પણ શું જ્ઞાનથી મોક્ષ મળે?

**ઇન્દ્ર**—જ્ઞાન તે કેવું જ્ઞાન તે તું સમજી નથી. વિદ્યા અને અવિદ્યા એ બે અનાદી છે. વિદ્યાથી વિંટલાયલો જે આત્મા, તે પરમાત્મા; અને અવિદ્યાથી વિંટલાયલો જે આત્મા, તે, હે પ્રિયા જીવાત્મા છે. હું કોણ છું, એ જ્યારે આત્મા જાણે, ત્યારે તેને જ્ઞાન થયું, એમ કહેવાય.

**સચી**—એ જ્ઞાન કેમ થાય?

**ઇન્દ્ર**—જ્યાં સુધી અવિદ્યા ટળી નથી, ત્યાં સુધી આત્મા પોતાનું સ્વરૂપ અનુભવી શકતો નથી. એ અવિદ્યારૂપી મલિનતા સત્કર્મથી મટી જાય છે, અને મલિનતા મટ્યા અંતઃકરણ શુદ્ધ થાય છે, પણ સ્થિરતા હોવી જોઇયે. તેને માટે ઉપાસના અગત્યની છે; માટે કર્મ અને ઉપાસના એ કંઇ કેવળ નિરર્થક નથી, જ્ઞાન થવાને એ અવશ્યના છે.

**સચી**—ત્યારેજ, આત્મા પોતાનું સ્વરૂપ સારી રીતે જાણે છે?

**ઇન્દ્ર**—હા, સઘળું જગત મૃગજળના જેવું તેને મિથ્યા ભાસે છે, અને અવિનાશી, અને સઘળાનો કર્તા તેજ હું છું, એમ દેખાય છે. એટલે હુંજ બ્રહ્મ છું, એમ અનુભવ થાય છે.

સચી—એવું જ્ઞાન તો કોઇકનેજ થાય છે.

ઇન્દ્ર—કેમકે એવું જ્ઞાન થવું ઘણુંજ કઠિન છે. રાગ, લોભ, દ્વેષ અને કામ, એટલા જ્યાં સુધી નાશ નહિ પામે, ત્યાં સુધી જ્ઞાનનો ઉદય થાયજ નહિં. પણ જ્ઞાન થાય છે તો, એ આત્મજ્ઞાનના બળથી પ્રાચીન કર્મનો લય થાય છે, અને એવું જ્ઞાન થયા પછી માણસે સંસારમાં આસક્તિ નહિં રાખતા પ્રારબ્ધ ભોગવી લેવું.

સચી—જ્યારે સંસાર એજ ભ્રાંતિ છે, તો સુખ અને દુઃખ, એ પણ ભ્રાંતિજ હોવાં જોઇએ.

ઇન્દ્ર—સંસારના સુખ અને દુઃખ એ કેવળ ભ્રાંતિજ છે, અને એ ભ્રાંતિનું કારણ અવિદ્યા છે.

## ભૂજંગી છંદ.

રવી જેમ તીમીરને, જ્ઞાન તેમ
અવિદ્યા મટાડી હણે સર્વ વ્હેમ;
લહે જ્ઞાન તે, સ્વર્ગ આ તુચ્છ લેખે;
ન ચિંતા, સદા બ્રહ્મ સર્વત્ર પેખે. ૨૫

સચી—અહો પ્રાણપતિ, એ જ્ઞાન તો દુર્લભ છે, તોપણ આપણને જે એક મોટી ચિંતા હતી તે મટી છે કેમકે હિરણ્યાક્ષનો વધ થયો છે.

ઇન્દ્ર—હે પ્રાણવલ્લભા, મને એ દૈત્ય તરફથી ખરેખરી મોટી ચિંતા હતી. એ ઘણોજ બળવાન હતો. એણે એક હાથમા પૃથ્વીને ઉંચકીને રસાતળમાં ઘાલી દીધી, એ કંઇ તેનું જેવું તેવું પરાક્રમ નહતું. વિષ્ણુએ વરાહરૂપ ધારણ કરીને એનો અંત આણીને જો પૃથ્વિનું રક્ષણ નહિ કીધું હોત, તો કોણ જાણે એ દુષ્ટ શું શું ઉત્પાત કરત!!

**સચી**—હે પ્રાણપતિ, પણ મને એક મોટો સંશય ઉત્પન્ન થાય છે કે એ હિરણ્યાક્ષ, કશ્યપ જેવા બ્રહ્મજ્ઞાની, મહાસમર્થ, અને મહાપવિત્ર તપસ્વિનો પુત્ર છતાં, દૈત્ય કેમ થયો ?

**ઇન્દ્ર**—સાંભળ;—

## शार्दूलविक्रीडित वृत्त.

સાયંકાળ સમે રૂષી હવનની આરંભ ક્રિયા કરે;
તેજસ્વી રૂપ અગ્નિ તેજથિ વધ્યું સ્વામીનું શાળી અરે,
કામે તપ્ત દિતી રૂષી કરગ્રહી, આતુર તેથી ઘણી,
વાણીથી વદિ "હો સમર્થ પિયુજી, છું વાંછિ પુત્રો તણી." ૨૬
"એ શું બોલિ પતિવ્રતા ક્યમ સમે તું આ ન વીચારતી,"
વાણી એમ રૂષી તણી ચિત્ત વિષે કામાંધ ના ધારતી.
"સ્વામી શું તરછોડવી ઘટિત છે પત્ની હું આશા ભરી,"
કે એવું કહી પડી વળગિ તે લજ્જા મુકી ત્યાં પરી. ૨૭
મેલી રેલ વિકારથી નદિતટો ઓલંઘિ સર્વે જતી,
કામાવેશ ભરી સ્ત્રિ નિર્લજ્જિત નિતી મર્યાદ ઉવેખતી;
ક્રીયા ભંગ થયો, હવે શિદ બળું દોષી તિરસ્કારથી,
સંતોષી રૂતુ દાનથી સ્ત્રિ રૂષિયે એમ શાસ્ત્ર વીચારથી. ૨૮

૨૬. દિતી—કશ્યપની સ્ત્રી. રૂષી જાતે ઘણા તેજસ્વી અને તેમાં હોમકુંડનું તેમના મુખઉપર તેજ પડે તેથી વિશેષ શોભી રહેલા હતા તેથી તેમને જોઇને દિતી કામાતુર થઇ અને વહેલી વહેલી જઇ રૂષીનો હાથ ઝાલી ઉભી, રૂષીનો હાથ સ્પર્શતાં આતુરતા વધી ગઇ. વાંછિત એટલે ઇચ્છાવાળી.

૨૮ જેમ નદીમાં રેલનો જુસ્સો આવે છે અને તે મલિન એટલે મેલી—કચરાવાળી થઈ જાય છે અને જુસ્સામાં

**સચી**—અરરર! દિતિયે શું અઘોર કર્મ કીધું છે! યજ્ઞના આરંભમાં ભંગ કીધો? એ તો મહા પ્રાયશ્ચિત થયું.

ઈન્દ્ર—ઇન્દ્રિય વિકારથી જે મસ્ત થાય છે તે વિવેક ભુલી જાય છે, પણ તે વિકાર શિથિલ થતાં પશ્ચાતાપ થયાવિના રહેતોજ નથી, તેમ દિતીને પછી ભાન આવ્યું કે મેં આ ઘણુંજ અઘટિત કર્મ કર્યું છે.

**સચી**—પ્રથમથી નહિ વિચારવું ને પાછળથી શોચ કરવો એમાં શું ફળ?

ઈન્દ્ર—કશ્યપ રૂષિયે દિતિને પછી કહ્યું કે હે મૂર્ખ તેં આજે ઘણુંજ દોષ ભરેલું આચરણ ચલાવ્યું છે; તેં ધર્મમાં ભગ કર્યો; જા, તને પુત્ર તો થશે, પણ તે બન્ને દૈત્ય અવતરશે. એ પ્રમાણે દિતિને બે પુત્ર થયા, હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ.

**સચી**—ત્યારે એવાં રૂષિના વચન સાંભળીને દિતી કંઇ બોલી નહિ?

ઈન્દ્ર—અરે તે શું બોલે. પણ ગર્ભ ધારણ કીધા પછી તેણે વિચાર્યું કે દૈત્ય પુત્ર થશે તો સઘળાને મહા પીડા કરશે માટે હું તેમને પ્રસવજ નહિ કરૂં, અને ગર્ભમાં ધારણ કરી રાખીશ.

---

આસપાસ કંઈ જોતી નથી અને કિનારાની મર્યાદા રાખતી નથી, કિનારાઉપર ફરી વળે છે તેમ સ્ત્રીને કામરૂપી ગુસ્સો થઈ આવે છે ત્યારે તેને વિવેક વિચાર રહેતો નથી. સ્ત્રી *ઋતુદાન માગે તે વખત તેનો તિરસ્કાર કરવો એ શાસ્ત્રમાં મોટો દોષ ગણેલો છે.

સચી—નહિ, એણે પણ વિચાર તો ઠીક કીધો. ત્યારે એ શી રીતે અવતર્યા?

ઇન્દ્ર—દિતિયે ઘણા કાળ સુધી પ્રસવ થવા નહિ દીધા, પણ નિર્માણ થયલું મટતું નથી. ગર્ભમાં રહીને બન્ને દુષ્ટો બહુ ઉત્પાત કરવા લાગ્યા, જગત પીડાવવા લાગી, અને દેવતાઓ દુઃખી થયા, ત્યારે સઘળાએ દિતિની સ્તુતિ કરી અને દિતિયે પોતાનો આગ્રહ મુક્યો.

સચી—પણ પેલો છડિદાર કેમ આવે છે વારૂ?

છડીદાર આવે છે.

છડી.—જય થાઓ મહારાજ, નારદમુની આપના દર્શનની ઇચ્છા રાખી આવેલા છે.

ઇન્દ્ર—અહો નારદમુની પધારે છે, ભલે એમને જલદી અહીં તેડી લાવો. (છડીદાર જઇને નારદરૂષિને તેડીને આવે છે.)

નારદ—કલ્યાણ થાઓ, દેવેંદ્ર કલ્યાણ થાઓ.

(ઇન્દ્ર તથા સચી બને જણાં ઉઠી તેમને આવકાર આપે છે.)

ઇન્દ્ર—રૂષિરાજ આ આસન ઉપર બિરાજવાની કૃપા કરો.

(બધાં બેસે છે.)

નારદ—અહો દેવી આપ કુશળ તો છો?

સચી—હા મુનીશ્વર, આપની કૃપાથી હું સદા આનંદમાંજ છું.

નારદ—આમના સરખા તમારા સ્વામિ છતાં તમારે શી ન્યૂનતા હોય? સઘળા સુખનું કારણ એઉજ છે.

સચી—તમારા જેવા મહર્ષિના આશીર્વાદવિના કાંઇ સુખ પ્રાપ્ત થતુંજ નથી.

નારદ—અહો સ્વર્ગપતિ ધન્ય છે તને, સકળ પ્રાણીમાત્રની તું ચિંતા રાખે છે તે જોઇ હું ઘણો સંતોષ પામુ છું.

**ઇન્દ્ર**—તે છતાં આપની કૃપા કાંઇ ઓછી થઇ હોય એમ લાગે છે.

**નારદ**—એમ માનવાનું કાંઇ કારણ નથી.

**ઇન્દ્ર**—આપના દર્શણ હમણા અમને દુર્લભ થઇ પડ્યાં છે.

**નારદ**—ખરી વાત છે. મારાથી કેટલાક સમય થયાં અહિં અવાયું નથી, પણ હે દેવેંદ્ર હું સદા તારાઉપર પ્રસન્નજ છું. હિરણ્યાક્ષનો તેં વધ કરાવ્યો એ બહુજ રૂડું કામ કીધું છે.

**ઇન્દ્ર**—વિષ્ણુવિના એનો અંત આણવાને કોઇપણ સમર્થ નથી એમ વિચારી મેં તેમની પ્રાર્થના કરી કે તમે સહાય કરો અને તેમણે કૃપા કરી મારી વિનંતિ સ્વિકારી.

**નારદ**—અહો એ દૈત્ય ઘણોજ બળવાન હતો. એનો જન્મ થયો ત્યારથીજ તેને દેવતાઓની સાથે વેર હતું.

**ઇન્દ્ર**—દેવતાઓની સાથે વેર નહિં રાખ્યું હોત, અને તેમને દમવાને પ્રયત્ન તેણે નહિં કીધાં હોત, તો તેની દુર્દશા શીદને થાત?

**નારદ**—હા, દેવતાઓને તારે શરણ શું કરવા આવવું પડત? ને તેઓ નહિં આવત તો વિષ્ણુને શ્રમ આપવાનું કોના મનમાં આવત? પણ હે ઇન્દ્ર! તું જાણે છે, એવા દૈત્ય એ પ્રમાણે દેવતાઓને દમે નહિં, તો તેઓનો જલદી અંત ક્યારે આવે? અને જો તેઓ વહેલા નાશ નહિં પામે, તો પૃથ્વીઉપરનાં લોકોને, તે કેટલું વધારે દુઃખ દે. શ્રીપરબ્રહ્મ અત્યંત દયાળુ છે. જ્યાં સુધી કોઇના અપરાધ અતિક્રમ નથી કરતા ત્યાં સુધી તેનીભણી તેમને ક્રોધ થતોજ નથી.

**ઇન્દ્ર**—આપનાં વચન પ્રમાણ છે. કનિષ્ટ બુદ્ધિના માણસો કુડાં કર્મ કરે છે, અને તેથી માની લીધેલું સુખ તેઓ ભોગવે છે.

એમાં અલ્પ બુદ્ધિવાળા એમ સમજે છે, કે ઇશ્વરને ત્યાં ન્યાય નથી, પણ એ તેઓની ભુલ છે.

**નારદ**—ઇશ્વરને ત્યાં કોઇ દિવસ અન્યાય છેજ નહિં. કુડાં કર્મ કરનારા જો વેળાસર સમજીને પશ્ચાતાપ કરે છે, તો તેમના ઉપર પરમેશ્વર રૂઠતાજ નથી, પણ જેઓ એવાં કર્મથી દેખાઇતું સુખ જોઇ લલચાય છે, અને પશ્ચાતાપ કરતા નથી તેની દુર્દશા થાય છે. લલચાઇને તેવાં કર્મમાં તે નિરંતર વિશેષ મસ્ત થતા જાય છે અને અંતે તે સઘળાંનું ફળ તેઓને ભોગવવું પડે છે.

**સચી**—હિરણ્યાક્ષને એમજ થયું. એના મૃત્યુથી આખા જગતમાં કેટલો આનંદ થઇ રહ્યો.

**નારદ**—એ આનંદમાં શું પુછવું. જે વારે વિષ્ણુએ એ દૈત્યનો પરાજય કર્યો તે વેળા ફુલની વૃષ્ટિ કેવી થઇ; દુંદુભીઓ કેવાં વાગ્યાં; અને અપ્સરાઓ પણ કેવી મસ્ત થઇ નૃત્ય કરવા લાગી; દેવતાઓએ પણ હર્ષ પામી શું મોટો ઉત્સવ કર્યો.

**ઇન્દ્ર**—આખા સ્વર્ગમાં જયજયકાર થઇ રહ્યો હતો.

**સચી**—મુનીશ્વર હવે નચિંત બેસવાનો સમય આવ્યો છે.

**નારદ**—અહો પતિવ્રતા! તું નચિંત બેસવાનું શું બોલે છે?! અહો સુરપતિ! તું નથી જાણતો? પૃથ્વીઉપર મોટો ઉત્પાત, થવા લાગ્યો છે.

**ઇન્દ્ર**—(આશ્ચર્ય પામીને) અહો નારદજી આપ શું કહો છો?

**નારદ**—હે રાજા, શું કહો છો, શું કહો છો, શું કહે છે? હિરણ્યાક્ષના મૃત્યુનું વૃત્તાંત સાંભળીને તેનો ભાઇ હિરણ્યકશિપુ બહુજ કોપાયમાન થઇ ગયો છે.

સચી—અરેરે એતો લોકોને બહુજ પીડા કરશે.

નારદ—પીડા કરશે શું, એણે તો બહુ પીડા કીધી અને કરશે તે તો વિશેષ.

### इंद्रवज्रा छंद.

જાણ્યું જદા ભ્રાત તણું વૃતાંત,
લોહ્યાળ નેત્રે કરડયાજ દંત;
વિષ્ણુ અને છે સુર કોણ માત્ર,
ભાંજું બધાનાં હમણાજ ગાત્ર. ૨૯
રે કોણ ત્યાં છે કરિ કીકિઆરી,
નાખો બધા વૈષ્ણવને વિદારી;
યજ્ઞો અને મંદિરને ઉખેડી,
નાખી બગાડો મળમુત્ર રેડી. ૩૦
કો સાધુ સંતો જિવતા ન રાખો,
છેદો તરૂ ધેનુ ચિરાવિ નાખો;
ગૌમાંસ જોરે દ્વિજને ખવાડો,
લ્યો લૂંટિ સર્વે વધુઓ બગાડો. ૩૧
પક્ષી* સુરોના અહિં શોધિ લાવો,
મારી લુંટી દુઃખવિશે પિલાવો;
જે દેવ કોનું જરિ નામ લેશે,
તે શીર સાટું મુજનેજ દેશે. ૩૨
એવું કહી ફેરવિ નીજ આણ,
છે દુષ્ટ પાપી નથિ તું અજાણ;

* પક્ષી-પક્ષ કરનારા.

કોપે ચડ્યો એ કયમ કોઇ વારે,
જ્વાળામુખી પાસ જતાંજ બાળે. ૩૩

**સચી**—મુનીશ્વર બસ કરો, બસ કરો, મારાથી એ સંભળાતું નથી.

**નારદ**—હે દેવી, તમારાથી સંભળાતું નથી, ત્યારે બચારા નિરાધાર લોકોની શું ગતિ થઇ હશે?

**સચી**—સિંહ ઉછળે ત્યાં બચારાં બકરાંનો શો આસરો?

**નારદ**—અરે હું શું કહું, લોકો ત્રાહ્ય ત્રાહ્ય કરવા લાગ્યા, આણીમેરથી રાક્ષસો છુટા કે બધે નાસાનાસ થઈ રહી. જેને જેમ ફાવ્યું તેમ તે ગયું. માલમીલકત, ધન, સગાં સ્નેહી કોઇની કોઇને ચિંતા રહી નથી. સાધુ સંતો થોડા નાઠા, થોડા પકડાયા, હજારો બ્રાહ્મણો મહાવેદના વેઠી માર્યા ગયા, રાક્ષસોએ જેમ ફાવ્યું તેમ, અધર્મ કીધો, ગામનાગામ બાળી નાખ્યાં, ને કોઇ રક્ષણ કરવા ધાયું નથી.

**ઇન્દ્ર**—અહો હિરણ્યકશિપુ પણ શું એટલો બધો દુષ્ટ નીકળ્યો? આ બધો ત્રાસ શું તેણે ખરેખરો વરતાવ્યો છે?

**નારદ**—હે રાજા! હું સઘળું નજરે જોઇને આવું છું, માટે એ સઘળું તું સત્ય માન.

**ઇન્દ્ર**—તમારા જેવાનાં વચનનું પ્રમાણ શાસ્ત્રથી પણ વધારે બળવાન છે.

**સચી**—હે નારદજી, એ દુષ્ટને કાંઇપણ વિવેક નહિં સૂઝ્યો?

**નારદ**—અહો દેવી, એ શું બોલ્યાં? કેમકે.

**इंद्रवज्रा छंद.**

ક્યાંથી વિવેકી જિવ ક્રોધી હોય,
ક્રોધાંધ પ્રાણી, નવ કાંઇ જોય;

એ દૈત્ય દ્વેષી, સુર સર્વનોરે,
છે મસ્તસિંધુ બહુ ગર્વનોરે. ૩૪

ઇન્દ્ર—મને કાંઇજ સુઝ નથી પડતી કે હવે શું કરવું.

સચી—સ્વામિનાથ, આ સમાચાર સાંભળીને તમને અત્યંત ઉદ્વેગ થયો છે તેથી જ્યારે જીવ શાંત થશે ત્યારે શું કરવું એ સુઝતાં જરા પણ વાર લાગવાની નથી.

ઇન્દ્ર—(સચીને) હે પ્રિયે, તું સત્ય કહે છે—(નારદજીને) રૂષીરાજ હું તમારો પણ ઘણોજ આભાર માનું છું કે તમે મને આ વૃત્તાંત કહ્યું, કેમકે એવા દુષ્ટ પ્રાણીના દુષ્ટ હેતુ વૃદ્ધિ પામતાં અટકાવવાને વેળાસર પ્રયત્ન થઇ શકશે.

નારદ—હે સુરપતિ તું શાંત થા. આ નિશ્ચય માનજે કે કોઇ પણ જાતના ઉપદ્રવો ઘણા કાળ સુધી જારી રહેતાજ નથી. એ દૈત્ય કાંઈ અમર નથી; એ પણ કાળને વશ છે.

ઇન્દ્ર—એ તો સત્ય છે.

નારદ—દુષ્ટ પુરૂષોનો કોઇ દિવસ જય થતોજ નથી. ભગવાનને ધર્મ પ્રિય છે અધર્મ પ્રિય નથી. અધર્મ જો પ્રવર્તે છે તો તે માત્ર થોડા સમય સુધી. ભગવાન પોતેજ સત્ય સ્વરૂપ છે અને આખું બ્રહ્માંડ સત્યને આધારેજ છે અને બ્રહ્મથી સચરાચર છે એમ છતાં અધર્મનો કેમ જય થાય? માટે તું ચિંતા છોડી દઇ શાંત થા અને હું હવે જઇશ.

(એમ કહી ઉઠે છે સચી અને ઇન્દ્ર નમસ્કાર કરે છે.)

ઇન્દ્ર—પણ મહર્ષિ મને એમ લાગે છે કે આપ કૃપા કરીને હિરણ્યકશિપુને જઇને કંઇ સમજાવો તો ઠીક.

**નારદ**—ભલે દેવાધિપતિ તારી એવી ઇચ્છા છે તો હું તેમ કરીશ, પણ એ દુષ્ટ માનશે નહિં એમ તું નિશ્ચય માનજે. વારૂ જોઇએ શું થાય છે.

કલ્યાણ થાઓ, તમો દંપતિનું કલ્યાણ થાઓ.

(જાય છે.)

**ઇન્દ્ર**—અહો દેવી! દૈવની કેવી અકળિત ગતિ છે! થોડા સમય ઉપર હું એમ વિચાર કરતો હતો, કે હવે કાંઇ ઉપદ્રવ રહ્યા નથી, અને હિરણ્યાક્ષના વધથી થયલો આનંદ જારી રહેશે.

**સચી**—કેટલોક સમય થયાં તમારો જીવ ચિંતાથી ભિદાયલો જોઇને મને સંતાપ અતિશય થતો હતો; તેથી હું પણ એમ આશા રાખતી હતી કે હવે સર્વ કલેશનો અંત આવ્યો.

**ઇન્દ્ર**—પ્રિયા, તું શીદને કલેશ કરે છે હિરણ્યકશિપુ ગમે તેવો બળવાન હોશે, પણ તે આપણી વચ્ચેના સ્નેહમાં ઓછુંજ વિઘ્ન કરી શકવાનો છે.

**સચી**—મને એથી કલેશ થતોજ નથી. તમારા સ્નેહમાં હું નિરંતર મગ્નજ રહું છું. એવા દૈત્ય ઉત્પન્ન થતાં તેમનો પરાજય કરવામાં તમારૂં પરાક્રમ જે પ્રકાશી નીકળે છે તે જોઈ મારી છાતી ઘણાજ હર્ષથી ઊંચી આવે છે.

**ઇન્દ્ર**—પોતાના પ્રીતમના પરાક્રમથી કયી પ્રિયાનું અંતઃકરણ પ્રફુલ્લિત નથી થતું? માટે ભલે જે થવાનું હતું તે થયું. હિરણ્યકશિપુ એટલો ગર્વથી ઉભરાઇ—છલકાઇ ગયો છે તો હું પણ મારૂં પરાક્રમ બતાવીશ.

**સચી**—સ્વામિનાથ, તમારાં પરાક્રમની તૂલના કોના પરાક્રમ કરી

શકે, મનુષ્ય અને દૈત્યો કરતાં શ્રેષ્ઠ દેવતાઓ, અને દેવતાઓમાં સર્વોપરી તમે.

ઇન્દ્ર—ખરી વાત છે પણ પરાક્રમ જો અજમાવ્યું નથી તો તે પરાક્રમ શાનું? માટે મને ઘટે છે કે મારે હવે હિરણ્યકશિપુની સામું યોગ્ય સાધન કામે લગાડવાં. રે! અહિં કોણ છે?

(પ્રતિહારી આવે છે.)

પ્રતિ.—જય થાઓ. મહારાજાધિરાજ જય થાઓ. આપની આજ્ઞાને માટે હું હાજર છું.

ઇન્દ્ર—સારથી માતલિને જલદી અહિં તેડી લાવ.

પ્રતિ.—જેવી આપની આજ્ઞા. (જાય છે.)

સચી—પ્રાણનાથ માતલિને બોલાવી શું વિચાર કરવા ધારો છો?

ઇન્દ્ર—સ્વર્ગલોકમાં કેવી સ્થિતિ છે તે જોઇ પછી બધા સાથે વિચાર કરવો કે શું ઉપાય કરવા.

સચી—હમણા ને હમણા આપ અહિંથી કાંઇ પધારો છો?

ઇન્દ્ર—હું તને અલ્પ વિયોગનું—અતિ અલ્પ વિયોગનું દુઃખ દેવા ધારૂં છું ખરો પણ એમ કીધાવિના ચાલે તેવું નથી માટે પ્રસન્ન થઇ આજ્ઞા આપ.

સચી—પરોપકારના કામ કરવામાં તમો મને વિયોગનું દુઃખ દ્યો તો તે મારે સહન કરવુંજ જોઇએ. નિરાશ્રિત પ્રાણિયોને સહાયતા આપવી એ સારાં મનના માણસનો પ્રથમ ધર્મ છે.

(પ્રતીહારી તથા માતલિ આવે છે.)

પ્રતિહારી—(માતલિને) આ રહ્યા મહારાજ, એમની પાસે પધારો.

**માતલિ**—જય થાઓ મહારાજ જય થાઓ, હું દેવીને અને આપને નમન કરૂં છું.

**ઇન્દ્ર**—અહો માતલિ તું આવ્યો?

**માતલિ**—આયુષમાન, મને આજ્ઞા કરવાને હું આપને વિનંતિ કરૂં છું.

**ઇન્દ્ર**—હિરણ્યાક્ષના મૃત્યુના સમાચાર તો તેં જાણ્યા હશે?

**માતલિ**—હા આયુષમાન.

**ઇન્દ્ર**—તેના મૃત્યુથી તેના ભાઇ દૈત્ય હિરણ્યકશિપુએ અત્યંત કોપાયમાન થઇ પૃથ્વીઉપર અનેક પ્રકારના ઉપદ્રવ કરવા માંડ્યા છે.

**માતલિ**—હા, આયુષમાન; અને તેના ત્રાસથી સુરલોક પણ ત્રાસ પામવા લાગ્યા છે. તેઓ ગભરાય છે કે રખેને હવે તે આપણને પીડા કરતો—

**ઇન્દ્ર**—હં! એમ છે?

**માતલિ**—હા મહારાજ, અને તેઓ સઘળા એકઠા મળી શું કરવું તેનો વિચાર કરવા સભામંડપમાં આપની વાટ જોય છે.

**ઇન્દ્ર**—હો, હો, એમ છે ત્યારે ચાલો હું આવું.

**માતલિ**—આયુષમાન, જેવી આપની ઇચ્છા.

**ઇન્દ્ર**—પ્રતિહારી, માર્ગ બતાવ.

(એમ કહી ઇન્દ્ર તથા સચી બન્ને ઉઠે છે.)

(બધા જાય છે.)

**प्रथम अंक समाप्त.**

---

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રાજ્ય મહેલનો એક ભાગ.

હિરણ્યકશિપુ મુછઉપર તાલ દેતા ફરે છે.

હિરણ્ય.—શાબાશ હિરણ્યકશિપુ, શાબાશ. અહો, મારાં પરાક્રમ પણ કંઈ જેવાં તેવાં નથી.

### शार्दुलविक्रीडित वृत्त.

ઝંખાવે અલકાપુરી નગરિને એવાં રૂડાં સ્થાનને,
અગ્નીને દઈ ભક્ષમાં અણચિતાં કીધાંજ વેરાન મેં;
ત્રાસેથી કિકિઆરતા જન બધે નાસે પિડા વારવા,
ચારેમેર નિહાળિ અગ્નિ પડતા નીરાશ શ્વાસે ભર્યા. ૩૫
અગ્નીને વશ જે થયા નહિ જનો, તે સું ધરી રોષને,
ખડગે સ્ત્રીપુરૂષો તણાં રૂધિરને પીધોછ સંતોષને;
એ બે મિત્ર તણાં પરાક્રમથકી ત્રાસે ભર્યા સર્વરે,
કોઇ સ્થાન મુકી ગયા કંઈ થયા શર્ણે તજી ગર્વરે. ૩૬

૩૫ કુબેરની નગરીને અલકાપુરી કહે છે, તેના કરતાં વિશેષ શોભાવાળાં સ્થાન—એટલે જગાઓને—નગરોને અણચીતા-લોકો ગફલતમાં હોય તે વખત અગ્નિને ભક્ષ કરી દીધાં; એટલે તેને બાળી ઉજડ કરી નાખ્યાં. એમ જ્યાં આગ લગાડી કે એકદમ લોકો ગભરાટમાં પડી કીકીઆરી કરતા, પીડા વારવાને એટલે અટકાવવાને નાસાનાસ કરી મુકતા; પણ જ્યાં જાય ત્યાં ચોગરદમથી અગ્નિ સળગેલો જોઇને, નીરાશ થઇ હાંફતા હાંફતા પૃથ્વીઉપર પડતા હતા.

૩૬ જે લોકો અગ્નિને વશ નહિ થયા એટલે જેઓ આ-

જીત્યા દેશ સમસ્ત એકપણના બાકી રહ્યો ભૂતળે,
વીયોગે નૃપ પત્નિના સુનયનો નિત્યે ભર્યા છે જળે;
લૂંટી રત્નપ્રભા થકી ઝળકતી કોશાતણી કાંતિને,
પક્ષીઓ નિજ મંડળીક નિમિને સ્થાપી ફરી શાંતિને. ૩૭

ગમાંથી બચી ગયા તેઓના ઉપર ખડ્ગ એટલે તરવારે રોષ એટલે રીશ કરી—તેણે રીશ કરીને સ્ત્રીપુરૂષ બન્નેના લોહી પીધાં, અને ત્યારે તેને સંતોષ વળ્યો; એટલે જેઓ આગમાંથી બચ્યા તેઓને તરવારે વતી કાપી નાખ્યા અને તેમાં સ્ત્રી છે કે પુરૂષ તે કંઈજ જોયું નથી. ખડ્ગને રીશ શા માટે ચડી? કેમકે અગ્નિ અને તે લડાઇની વખતે મિત્ર છે. આ બે મિત્રના પરાક્રમ જોઇને બધા લોક પ્રથમથાજ ત્રાસ પામી ગયા, તેથી કેટલાક લડવા પણ નહિં રહેતાં, પોતાનાં ગામ મુકી નાસી ગયા, અને કેટલાક અભિમાન મુકી શરણ થયા.

૩૭ સઘળા દેશને મેં જીત્યા છે, અને ભૂતળે એટલે પૃથ્વી ઉપર હવે એક પણ જીતવાનો બાકી રહ્યો નથી. રાજાની સ્ત્રીઓના સુનયનો એટલે સુંદર નેત્રો વિયોગવડે આંસુ ઝરતાં કર્યા છે. એટલે તેઓને પોતાનાં સ્વામીનો વિયોગ થયો, તેથી તેઓ રડે છે (રાજાઓ લડાઈમાં મુઆ હતા. કેદી પકડાયા તેથી વિયોગ.) અને તેઓના કોશ એટલે ખજાના જે જવાહીરની પ્રભાશોભાથી ઝળકી રહ્યા હતા, તેની કાંતિ એટલે શોભા મેં હરી લીધી છે-મેં લૂંટી લીધી છે-મતલબ કે, ખજાનામાંનું તમામ જવાહીર હું લઈ આવ્યો છું; અને નીજ એટલે પોતાના પક્ષી એટલે પક્ષવાળા માણસને ત્યાં મંડળીક રાજા તરીકે નીમીને બધે ફરીથી શાંતિ કરી છે, ફરીથી શાંતિ કરી છે એટલે આગળ શાંતિ હતી તે શાંતિ મેં ભંગ કરી અને મેં મારી જાતે શાંતિ ફરીથી-પાછી સ્થાપી છે.

હવે એક સ્વર્ગ સર કરવું બાકી રહ્યું છે. રે સ્વર્ગ, તારૂં નામ સંભારતાં મારાં રોમેરોમ ઉભાં થાય છે. અહો, ક્રૂર ઇન્દ્ર તેં મારી બાજુ તોડી નાખી છે. પણ તેનું વેર વાળ્યા-વિના હું ઝંપે બેસનાર નથી.

**નારાચ છંદ.**

અરે શું દુષ્ટ ઇન્દ્ર તું નચિંત બેશસે સુખે,
જિવુંછ હીરણાક્ષનો હું ભ્રાત તું ભુલે રખે;
રહ્યુંછ ઝંપલાવિ સ્વર્ગ તારૂં મુજ હાથમાં,
તને પિલીશ પુષ્ટ વૃક્ષપેર બાહુ બાથમાં. ૩૮
અખીલ જકત જીતિયું ન વીર કોઇ દાખિયા,
અપાર મસ્ત બાહુ આ રહે ન મુજ રાખિયા;
બળૂંછ રોમ રોમ વેર અગ્નિથી ઘણો સદા,
રૂધીર પીશ તારૂં શાંતિ મુજને થશે તદા. ૩૯

૩૮ મોટાં મોટાં ઝાડ જેનાં થળ ઘણાંજ જાડાં હોય છે તેને હું બાથ ભીડીને કચરી નાખું છું, તેની પેરે તને હું કચરી નાખીશ, મતલબ કે હું એવો બળવાન છું કે એવાં ઝાડને કચરી નાખું છું તો પછી તારી શી ગણતી છે.

૩૯ અખીલ એટલે આખું જકત મેં જીત્યું છે. આખી પૃથ્વી હું જીતી વળ્યો છું, પણ કોઇ વીર-શૂરા-મેં તેમાં જોયા નથી—એટલે કોઇપણ મારી સામું થયો નથી—થવાને શક્તિમાન નહતો; અને અપાર એટલે ઘણાજ મસ્ત એટલે જુસ્સાવાળા આ જે મારા હાથ તે હવે રાખ્યા રહેતા નથી, એટલે મારે વશ રહેતા નથી, એટલું તેમાં બળ વધી ગયું છે અને લડવાને તે ઝંપલાવી રહ્યા છે. મારા શરીરમાં વેરરૂપી અગ્નિ એટલો તો ધીકી રહ્યો છે, કે હું જ્યારે તારૂં રૂધિર એટલે લોહી પીશ ત્યારે મને શાંતિ થશે—શાતા વળશે.

લહી પ્રવીર હીરણાક્ષને બહુ સમર્થ તેં,
પ્રપંચિ વિષ્ણુથી લિધોજ સાંધિ નીજ અર્થરે;
નથી હવે સમર્થ કોઇ મુજ રોષ વારવા,
જજે જરૂર કલીવ વિષ્ણુની સહાય માગવા. ૪૦
જમાવ તેતરીશ ક્રોડ દેવ સર્વ એકઠા,
વનસ્પતી વિમર્દિ હસ્તિ પેર રોળું સામટા;
ડશે ભુજંગ દ્વેષથી સહેજ કોઇ ચાંપતાં,
રહું શું ચુપ મૂજ મુખ્ય અંગ દેવ છેદતાં. ૪૧
કરૂં અપૂર્વ યત્ન હું ધરી ચિતે સુભાવના,
મુઓછ ભાઇ ત્યારની થઇછ વન્હિ સ્થાપના;

---

૪૦ પ્રવીર એટલે શ્રેષ્ઠ શૂરો એવો જે હિરણાક્ષ તે ઘણોજ બળવાન છે, એમ જાણીને પ્રપંચી એટલે છળભેદ કરવામાં કુશળ એવો જે વિષ્ણુ તેની મદદ લઇ પોતાનું કામ કહાડી લીધું એટલે વિષ્ણુ પાસે તેને મરાવ્યો;–વિષ્ણુ પ્રપંચી એટલા માટે કે તેણે છળ કરી વરાહરૂપ ધારણ કરી હિરણાક્ષને માર્યો.

કલીવ—હીજડો, બાયલો.

૪૧ હવે તેત્રીશ કોટી સઘળા દેવતાને તું ગમે તો એકઠા કરજે. જે પ્રમાણે વનસ્પતિને હાથી છુંદી નાખે છે, તેજ પ્રમાણે હું તે સઘળાઓને રોળી નાખીશ—છુંદી નાખીશ. કોઇ માણસ સહેજ એટલે અકસ્માત ભૂજંગ એટલે સર્પને ચાંપે છે, તો સર્પ દ્વેષથી—વેર વાળવાને સામો કરડે છે-ડંખે છે તો મારૂં મુખ્ય અંગ દેવતાઓએ છેદી નાખ્યું એટલે પોતાનો ભાઈ મારી નાખ્યો, તે છતાં હું શું મુગો બેશી રહીશ? (ભાઇ હોય તો તે પોતાનું અંગ કહેવાય છે.)

શતક્રતૂ વિબૂધ સાથ તારિ આપિને બળી,
કરૂં હું દુષ્ટ હીરણાક્ષ પાસું અંતરે રળી. ૪૨

(થોડી વાર ચુપ રહે છે. પછી)

અહો પ્રધાન પણ હજીલગી નહિં આવ્યો. એ કેવો મૂર્ખ છે?

(પ્રધાન એટલે આવી પોહોંચે છે.)

પ્રધાનજી અત્યારસુધી તમે ક્યાં ગયા હતા? મારા ભાઇના મૃત્યુથી મારા કલેજામાં દેવતાઓએ જે ઘા માર્યો છે તે તમે નથી જાણતા?

**પ્રધાન**—આપની સેવામાં હું હમેશાં હાજરજ છું આપના ભાઇના મૃત્યુથી આપને દુઃખ થયું છે એટલુંજ નહિં પણ સર્વને થયું છે. દેવતાઓએ મળીને વિષ્ણુની પાસે ઘણુંજ દુષ્ટ કર્મ કરાવ્યું છે.

**હિરણ્ય.**—રે એ વિષ્ણુની એ દુષ્ટતાનો બદલો જ્યારે ખરે-ખરો વળશે, ત્યારે મને સંતોષ થશે.

**પ્રધાન**—મોટા પુરૂષો શત્રૂઓનો પ્રહાર સહન કરતાજ નથી. જેઓનામાં ખરૂં શૂરાતન છે, તેઓ સામાએ કરેલાં કૃત્યનું વેર વાળ્યાવિના કેમ નચિંતે બેશે?

---

૪૨. હું મારા અંતઃકરણમાં ખરેખરે ભાવ રાખી ને અપૂર્વ યજ્ઞ કરૂં, એટલે એવો યજ્ઞ કરૂં કે જેના જેવો આગળ કોઇ વાર થયોજ નથી. યજ્ઞ કરવામાં વન્હિ (અગ્નિ)ની સ્થાપના થવી જોઇયે તેતો મારો ભાઇ મૃત્યુ પામ્યો છે ત્યારથીજ થઇ ચુકી છે (મતલબ કે મારો ભાઇ મુઓ ત્યારથીજ મને વેર બાઝી ગયું છે.) હે શતક્રતુ એટલે સો યજ્ઞ કરનારા ઇન્દ્ર, વિબુધ એટલે દેવતાઓની સાથે તારૂં બલિદાન હું આપીશ (એટલે બલિદાન ઘણું ઉત્કૃષ્ટ છે.) અને એ બલિદાન આપીને હું મારા ભાઇ હિરણાક્ષને સં-તોષ કરૂં-કરીશ, અને હું પણ રળી એટલે સંતોષ પામીશ.

**હિરણ્ય.**—પ્રધાનજી, યોગ્ય છે. શું દેવતાઓ અને તેઓનાં પક્ષના માણસો મારા ભાઇના મૃત્યુથી નચિંત સુખમાં મહાલશે? નહિ, નહિં; શું તેઓ એમ સમજે છે કે એ અઘોર કર્મનો કોઇ બદલો વાળનાર નથી? શું તેઓ મનમાં એમ ગર્વ ધરાવે છે, કે આપણને વિષ્ણુની સહાયતા છે, તેથી આપણી સામા થવાને કોઇ બળવાન નથી? તેઓએ હજી મારા હાથ જોયા નથી. ધિક્કાર છે મને, જો હું બેશી રહી મારા ભાઇનું વેર નહિં વાળુ તો.

**પ્રધાન**—મહારાજ, આપનાં પરિબળનાં ચિન્હ તેઓએ હવે જોવા માંડ્યાં છે. તેઓની મૂર્ખાઇનાં ફળ ફુટવા માંડ્યાં છે. પૃથ્વી ઉપર તો આપને ક્રોધ થતાંજ સઘળા ત્રાસ પામી ગયા છે. સામા પક્ષમાંથી એક પણ બળિયો આપના હુકમનો અમલ થતો અટકાવવાને આગળ તો નીકળી આવ્યો નથી—તેમજ પૃથ્વીઉપર તો દેવતાઓ અને વિષ્ણુ કોઇ તેઓને સહાય કરવા નથી આવ્યું.

**હિરણ્ય.**—અહો પ્રધાનજી! ત્યારે મારા કરેલા હુકમ પ્રમાણે સઘળે અમલ થયો?

**પ્રધાન**—હા મહારાજ, આપનો હુકમ માથે નહિં ચડાવે એવો આમાં કોણ છે? કોઇ નથી. સઘળાજ આપની મરજી પ્રમાણે કરવાને હમેશ આતુર રહે છે.

**હિરણ્ય.**—સાબાશ! સાબાશ! તમોએ શું શું કીધું, તે મને કહો.

**પ્રધાન**—આપનો હુકમ થતાંજ, સઘળા નોકરોને તાકીદ આપી દીધી કે, દેવતાઓનો પક્ષ કરનારા જે જે લોકો હોય તેઓને સર્વને ઘેરી લ્યો; જેજે સ્થાનોને તેઓ પવિત્ર અને મહિમા-

વાળાં સમજતા હોય, તેને અપવિત્ર કરી ઉખેડી નાખો; દેવ-પૂજાનાં સર્વ સાધનનો સમુળો નાશ કરો; ગામમાં ઢંઢેરો ફેરવો કે આજપછી જે કોઇ દેવનું નામ લેશે, તેને તેના ઘરબાર લૂંટી લઇ મારી નાખવામાં આવશેઃ—

**હિરણ્ય.**—એ પ્રમાણે અમલ થયો છે?

**પ્રધાન**—હા મહારાજ. અને ભગવત ભજનને બદલે આપના મહિમાનું ગાન કરવાની પણ આણ ફેરવી દીધી છે.

**હિરણ્ય.**—સાબાશ; સાબાશ!

**પ્રધાન**—હજારો ગાયને પકડી પકડી તેઓનો નાશ કરી નાખ્યોછે.

**હિરણ્ય.**—વાહ વાહ! ગાયને તેઓ બહુ પવિત્ર ગણતા હતા, તેનું રક્ષણ કરતી વખત સઘળા ક્યાં છુપી ગયા? પ્રધાનજી, તમે હંમેશ હોશીઆર રહેજો કે આપણા રાજમાં જે અપવિત્ર વસ્તુઓને તેઓ પવિત્ર કરી બેઠા છે તે ફરીથી જોયામાં નહિ આવે. પછી?

**પ્રધાન**—મહારાજ જે જે ફરમાવ્યું હતું તે તે સઘળું અમલમાં આણ્યું છે અને કંઇ પણ હવે બાકી નથી.

**હિરણ્ય.**—પણ દેવતાઓના પ્રિય બ્રાહ્મણોની શી ગતિ કીધી તે જાણવા હું ઘણો આતુર છઉં.

**પ્રધાન**— **દ્રુતવિલંબિત વૃત્ત.**

હજુરનો સુણિ હૂકમ આપણાં,
અસુર વૃંદ સરે ઉલટયાં ઘણાં;
દ્વિજ નિદેશનિ દેશવિશે કથા,
પ્રગટતાં ઘટ ત્યાં થઇ છે વ્યથા. ૪૩

દ્વિજવરા જવ રાખિ પળ્યા કહીં,
ધિરજ ના રજ નાથ રહી જહીં;
ધન મહી ન મહી મહિં ચિત્ત ને,
ઉપરિ ત્યાં પરિ ત્યાગિ કુટુંબને. ૪૪
જતન ના તનનાં નિજનાં કરે,
ભય મને યમને ધર સંચરે;
પકડિને કડિને દઇ દાનવ,
પ્રહરતા હરતા કઇંના જીવ. ૪૫
ઉછળતી છળતી અતિ ખડગ જ્યાં,
મરણના રણના રણ થાય ત્યાં;
પ્રસરિ ત્યાં સરિતા રૂધિરે ભરી,
રહિ દિશા "હણજો" સ્વર ઉચરી. ૪૬
સતિતણાં સત સેંજ તજાવિયાં,
દુખરવેજ ખગોળ ગજાવિયાં;
અતિ બળે અબળા દુખ પામતી,
મરિ જતિ રિજતી મરિ જે જતિ. ૪૭
નવ સતી વસતી મહિ કો રહી,
ઉછળિને છળિને ચિરિકો તહીં;
તજતિ પુત્ર પિતા પતિ ભ્રાતને,
છુપિ જતી પિ જતી કંઇ વીખને. ૪૮
જિવ લિધા વળિ ધાવન બાળના,
કચડિને ચડિને રિસમાં ઘણા;
શિર તિરે રતિરે ન દયા ગણી,
ઝટ ઉરાડિ દિધાં જનુની ભણી. ૪૯

૪૪ જવ—ઉતાવળ, ઝડપ. ૪૬ રણ એટલે શબ્દ.

નવ શકે વશ કેર કરીજ કો,
કકળતાં કળતાં નથિ બાળકો;
ડરત આરત આ લહિ નિર્જરા,
મન ભયે, નભ એ મદ વીસર્યા.

**હિરણ્ય.**—સાબાશ, સાબાશ, હવે મારી ભોજાઇને સંતોષ થયા વિના રહેશે નહિ. પ્રધાનજી, મારા ભાઇનું દુઃખ તેને બહુ સાલે છે.

**પ્રધાન**—હા મહારાજ અત્યંત દુઃખના આવેશમાં તેણે વગર વિચારે આપને પણ નહિં કહેવાના કઠિન વચન કહ્યાં હતાં.

**હિરણ્ય.**—તે મને બરાબર સાંભરે છે તેણે કેવું કહ્યું હતું કે એવો નકામો ગુસ્સો, બતાવવાને શેને કરો છો? જો તમને દીલમાં ભાઇનું દુઃખ ખરેખરૂં લાગતું હોય, તો બેશી શીદને રહ્યા છો? તેનું વેર વાળોની.

**પ્રધાન**—ઓછી બુદ્ધિ, તેથી એવું બોલે મહારાજ.

**હિરણ્ય.**—ભાઇના મૃત્યુથી તેને અત્યંત વેદના થઇ, અને તેણે ખરેખરૂં અત્યંત કલ્પાંત કરી મુક્યું હતું. દુઃખની મારી તે એમ બોલી; એવા વિચારથી કે એનું વેર કાંઇ પણ કરતાં જલદી વળે છે.

**પ્રધાન**—તેમાંજ આપ એવાં વચન સહન કરી રહ્યા.

(પ્રતિહારી આવે છે.)

**પ્રતિહારી**—જય થાઓ મહારાજ જય થાઓ. આપના દર્શનની ઇચ્છા રાખી નારદજી પધારે છે.

**હિરણ્ય.**—કોણ, નારદ આવેલા છે?

**પ્રતિહારી**—હા મહારાજ.

હિરણ્ય.—ભલે, એ આવે છે તો ઠીક છે. તેડી લાવ.

(પ્રતિહારી જાય છે ને નારદજીને તેડીને આવે છે.)

પ્રતિહારી—પધારો મુની, આ રહ્યા મહારાજ બિરાજે છે.

હિરણ્ય.—પધારો ઋષી, આ આસનઉપર બીરાજમાન થાઓ.

નારદ—જય થાઓ પૃથ્વિપતિ, જય થાઓ.

હિરણ્ય.—આજ અહીં ક્યાંથી પધાર્યા ?

નારદ—હે પૃથ્વિપતિ, તું જાણે છે કે મારૂં કંઇ એક સ્થાન નથી હું નિસ્પૃહા છું એટલે જ્યાં જાઉં ત્યાં મારૂં સ્થાનજ છે.

હિરણ્ય.—સ્વર્ગના શા સમાચાર છે ?

નારદ—રે સ્વર્ગના શું સમાચાર હોય ? હમણાં જ્યાં ત્યાં કલેશની વાત ચાલે છે તે જોઇ હું ઘણો દુઃખી થાઉં છું.

હિરણ્ય.—રે તમે દુઃખી થાઓ છો પણ મને સમાચાર મળ્યા છે કે સ્વર્ગમાં તો ઉત્સવ થઇ રહ્યો છે.

નારદ—મહારાજ, કોઇ જગે આનંદ કોઇ જગે શોક એમ ચાલ્યુંજ જાયછે. એ ઉપર બુદ્ધિવાન માણસે વિચાર કરવાનો નથી.

હિરણ્ય.—મહર્ષિ આ બોલવું તમને ઘટતું નથી. શું મારા ભાઇના મૃત્યુથી દેવતાઓ આનંદ પામી ઉત્સવ કરે, તે મારે સહન કરી બેશી રહેવું ?

નારદ—આપણા શત્રૂ હોય તે આપણું નબળું થયલું જોય તો હર્ષ પામે એમાં કંઇ નવાઇ છે ? માટે એને માટે ક્રોધ કરવો એ સારા માણસનું ભૂષણ નથી.

હિરણ્ય.—નારદજી, જે બાયલા હોય તે શત્રૂનો પ્રહાર સહન કરે, પણ હું તો દેવતાઓને અને ઇન્દ્રને મારામાં કેટલું બળ છે તે બતાવ્યાવિના નહિ રહું.

**નારદ**—હે રાજા, તારા બળને માટે કોઇને કંઇ સંશય છે? સઘળા જાણે છે કે તું ઘણોજ સમર્થ છે.

**હિરણ્ય.**—દેવતાઓને અને ઇન્દ્રને રીબી રીબાને અને દુઃખ દઇને જ્યારે સ્વર્ગમાંથી હું કહાડી મુકીશ, ત્યારે મારૂં સામર્થ્ય સફળ થશે.

**નારદ**—અરેરે! આ શો દ્વેષ! કશ્યપઋષિની સ્ત્રી અદિતિનો પુત્ર ઇન્દ્ર અને દિતિનો તું, તમે બન્ને ભાઇ થાઓ છો, એક બગની બે ફાડ છો અને આવો દ્વેષ શું કરવા રાખો છો?

**હિરણ્ય.**—જો દુષ્ટ ઇન્દ્રે મારાં ભાઇને વિષ્ણુની પાસે નહિ મરાવ્યો હોત, તો હું તેનાઉપર એટલો દ્વેષ ન રાખત પણ કીધાં કર્મના ફળ ભોગવવાં. જેવું ઝાડ રોપિયે તેવું ફળ થાય.

**નારદ**—તમે બન્ને ગમે તેટલું લડશો પણ અંતે સગાઇ છુટવાની નથી. તમે બન્ને સમજીને સંપે ચાલો તો બહુ સારૂં.

**હિરણ્ય.**—જે કટ્ટા વેરીની ગરજ સારે તેને સગો કોણ કહે? જો એ સગો છે તો એને એકલાને સ્વર્ગનું રાજ્ય કરવાનો શો અધિકાર છે?

**નારદ**—ઇન્દ્રને સ્વર્ગનું રાજ્ય કેમ મળ્યું છે તે તું જાણે છે? એણે મહાકષ્ટ વેઠી સો યજ્ઞ કીધા ત્યારે એને સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું છે.

**હિરણ્ય.**—એણે જે તપથી પ્રાપ્ત કીધું તે હું મારા બળથી પ્રાપ્ત કરીશ.

**નારદ**—તેમ કરવાને તું સમર્થ છે પણ આખી પૃથ્વિ તારા છત્ર નીચે આવી ગયલી છે, તો હવે તારે શું બાકી છે? ઇન્દ્ર અને તું બન્નેજણનું કોઇ પણ રીતે સમાધાન થાય તો બહુ સારૂં. હાથીની લડાઇમાં ઝાડનો ક્ષય થાય છે.

**હિરણ્ય.**—નારદજી, ફરીથી સમાધાનની વાત નહિં કરતા. જ્યારે હું સ્વર્ગનું રાજ્ય લઇશ, અને દેવતાઓનું રૂધિર પીશ, ત્યારેજ મારે કલેજે ટાડેક વળશે.

**નારદ**—હે હિરણ્યકશિપુ, તું ઘણોજ બળવાન તેમજ બુદ્ધિવાન છે માટે જરા વિચાર કર. સઘળા દેવતાઓ અમર છે એટલે માણસના જેવાં અલ્પ આયુષ્યના તે ધણી નથી. એવાની સાથે ક્લેશ કરવો એ રૂડું નથી.

**હિરણ્ય.**—શું તેઓ અમર છે તો શું હું અમર નહિં થાઉં? કંઇ ચિંતા નહિં, હું પણ મારી કાયા અમર કરીશ. મેં પ્રથમથીજ નિશ્ચય કીધો છે કે તેમના જેવીજ અમર કાયા કરીને તેમની સામા થવું.

**નારદ**—મૃત્યુનો ભય તું કેમ ટાળવા ધારે છે?

**હિરણ્ય.**—શું દેવતાઓને તપ કરતાં આવડે છે અને મને નથી આવડતું? હું એવું તો અઘોર તપ કરૂં કે દેવતાઓ પણ જોયાં કરે.

**નારદ**—રે તપ કરવું ઘણુંજ કઠિન છે. તારા જેવા આખી પૃથ્વીના ધણીથી દેહ કષ્ટ કેમ થશે? તું જરા વિચાર કર.

**હિરણ્ય.**—નારદજી જેથી આપણું કાર્ય સિદ્ધ થાય તે કરવામાં કષ્ટનો શું વિચાર કરવો. મોટાં કામ કરવામાં કષ્ટ નહિં હોય તો સહુ કરે. માટે મેં નિશ્ચય કીધો છે કે હવે વિલંબ નહિં કરતાં કોટી કષ્ટ આવી પડે તો તે વેઠી મૃત્યુનો ભય ટાળવો, અને મારો નિશ્ચય કદી હું ફેરવવાનો નથી.

**નારદ**—(એકાંતે) એ સમજાવેલો સમજે એવો નથી. માટે હવે અહિં વધારે સમય કહાડયામાં ફળ નથી. પણ એના મનના હેતુ તો જાણી લીધા; એ મોટો લાભ છે.

**હિરણ્ય.**—પ્રધાનજી, કંઇપણ વિલંબ કીધાવિના હવે તપ કરવા જવું એજ સારૂં છે. બત્રીજો નાનો છે માટે સઘળું રાજ તમે સાચવજો.

**નારદ**—(એકાંતે) વાહ વાહ, આવા નબળા માણસને રાજ્ય સોંપે છે એ પણ રૂડું છે. એમાંથી પણ લાભ થશેજ.

**પ્રધાન**—મહારાજ આપનો હુકમ હું માથે ચડાવું છું. પણ—

**હિરણ્ય.**—તમનેજ સોંપણ કરવી ઘટારત છે, માટે પણ મુકી દ્યો.

**પ્રધાન**—આપની આજ્ઞા હું માથે ચડાવું છું.

**નારદ**—પૃથ્વીપતિ, સારા કામમાં તને વિલંબ નહિં કરતાં હું તો હવે જઇશ.

**હિરણ્ય.**—કેમ પધારશો ? જેવી આપની ઇચ્છા ? ચાલો ત્યારે હું પણ ઉઠીશ, પ્રતિહારી માર્ગ બતાવ.

**પ્રતિહારી.**—પધારો મહારાજ.

(નારદજી તથા હિરણ્યકશિપુ બંને જાય છે.)

**પ્રધાન**—રે આ, ઓચિંતુ શું થયું ? આ વીટમણામાં હું ક્યાં પડ્યો ! મહારાજ તો આ રાજપાટ મને સોંપી ઉઠી ગયા. હવે મારે તે શું કરવું ?

## आर्यागीति वृत्त.

નથિ સુઝતું શું કરવું, પડ્યું કરમે રાજ્ય મૂળ ચિંતાનું;
શેષ શિરે પૃથ્વી જયમ, બહુ ઉતપાતો સહજ ચુકે માનું. ૫૧
વળિ બળિઆ શત્રુ જ્યાં, પ્રસંગ શોધી રહ્યા સદિન ટાંપી;
શિદ જંજાળ મહત આ, હિરણ્યકશિપુ ગયા મને આપી. ૫૨
પતિ ક્રોધી મદ માતો, પડતાં વાંકુ નહીં સમય લાગે;
કઠિન ઘણી છે સેવા, રે'વી તેના સદૈવ અનુરાગે. ૫૩

સત્તા સંપાદન તો, આકરષે છે ઘણીક ઇરષાઓ;
બાણ વરશતાં દશદિશ, કયમ નિષ્ફળ વિર કરેજ સઘળાંઓ. ૫૪
સ્થિતિ નિજ ક્વચિતજ એમાં, કોકજ રાખી શકે ખરો શૂર;
વા લે શરણ મરણનું, અપયશમાં વા જઇ વસે દૂર. ૫૫

પણ ભલે જે થયું, તે નહિં થયું થવાનું નથી. જોઇયે હવે શું થાય છે? પણ અહો પેલી રાજ્ય મંદીરની દાસી અહીં કેમ આવે છે? (દાસી આવે છે.)

અહો તું અહિં ક્યાંથી આવી?

**દાસી**—મને આપની પાસે મહારાજે મોકલી છે.

**પ્રધાન**—મહારાજ ક્યાં છે?

**દાસી**—રાજ્ય મંદીરમાં મહીષીની પાસે બીરાજમાન થયલા છે.

**પ્રધાન**—મહારાજની શી આજ્ઞા છે?

**દાસી**—મહારાજ આપને ત્યાં બોલાવે છે.

**પ્રધાન**—મને ત્યાં બોલાવે છે?

**દાસી**—હા પ્રધાનજી, મને કહ્યું કે તું જઇને બોલાવી લાવ.

**પ્રધાન**—ત્યાં મારૂં શું કામ પડ્યું વળી?

**દાસી**—મહારાજને આપનું શું કામ છે તે મને તેમણે કહ્યું નથી. મને તો માત્ર એટલીજ આજ્ઞા કરી કે તું જઇને બોલાવી લાવ.

**પ્રધાન**—મહારાજને જઇને કહે કે એમ જાણ્યું કે આપની સેવામાં હું હાજર થાઉં છું.

**દાસી**—હું એ સંદેશો લઇ જવાને શક્તિમાન નથી.

**પ્રધાન**—મૂર્ખ, હું જે ઉત્તર વાળું છે તે મહારાજને કહેતાં તારા પેટમાં શું દુઃખે છે? જા, એ પ્રમાણે જઇને મહારાજને કહે.

**દાસી**—મહારાજે મને એવી આજ્ઞા કરી છે કે તું જઇને એમને તારી સાથે તેડી લાવજે.

**પ્રધાન**—હંઅ, એમ છે ત્યારે પહેલાંથી એમ સીધું કયાં નહિં ભસી?

**દાસી**—તમે મારૂં સાંભળો ત્યારે કહુંકેની? હું પુરૂં બોલી નોતી રહેતી એટલામાં તો મને સામું પુછતા હતા.

**પ્રધાન**—વારૂ, તેની કાંઇ ફીકર નહિં. લે ત્યારે હું તારી સાથેજ આવું છું. આગળ ચાલ.

બંને જણ જાય છે.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—રાજયમહેલનો એક ઓરડો.

પલંગઉપર કયાધુ સુતેલી છે અને એક સખી સુગ્રીવા તેના પગ આગળ બેઠેલી છે.

**કયાધુ**—સખી સુગ્રીવા, તું અહિં કયારની બેઠી છે?

**સખી**—બાઇસાહેબ, હું અહિંથી ગઇજ નથી?

**કયાધુ**—મને પવન નાખવા બેઠી ત્યારથી કંઇ ગઇજ નથી?

**સખી**—ના ત્યારથી અહિંજ છું. એને પવનવિના તમારી ઊંઘ કચરાય માટે બેઠી બેઠી થોડી થોડી વારે પવન નાખ્યાંજ કરતી હતી.

**કયાધુ**—તેમાંજ ઘણો વખત સુધી મને ઊંઘ આવી. વહેલી જાગી હોત તો કેવું સારૂં થાત.

**સખી**—બાઇસાહેબ, જરા મોડાં ઉઠયાં તો હરકત શી છે, તમારે કયાં હવે ગરીબલોકોની પેઠે ઘરધંધો કરવાનો છે કે તે પડી રહેશે.

**કયાધુ**—એ વાત તો ખરી પણ મને જે દુઃખ થયું તે દુઃખથી હું વેગળી રહેતે.

**સખી**—જાણે નિર્મળ ચંદ્રમાના ઉપર કોઇ કોઇ વાદળાં ફરી જતાં હોયની, તેમ નિદ્રામાં તમારાં મુખની કાંતિ કોઇ કોઇ વાર જાણે ઉદાસીથી ઝાંખી પડી જતી હોય તેમ મને દેખાતું હતું ખરૂં.

**કયાધુ**—પ્રિય સખી, તને જે લાગ્યું છે તે ખરૂં છે. આજે મને ઘણાજ માઠાં સ્વપ્ન આવ્યાં કીધાં છે.

**સખી**—એવું શું સ્વપ્ન થયું કે જેથી ઉદાસ થઇ ગયાં છો.

**કયાધુ**—મને કાંઇ એક સ્વપ્ન નથી થયું. નિદ્રામાં ભય પમાડે એવી કેટલીઓ વસ્તુ નજરે જોઇ, તે જોઇને મને બીક પણ ઘણી લાગી. ઘડીમાં કાળા ભયંકર મોટા પર્વત જેવા અજગરો મોહોડું ફાડી જીભ આગળ કહાડતા દેખાતા, ઘડીમાં વનનાં વિક્રાળ પ્રાણીઓને કિકિઆરી કરતાં દેખતી, ઘડીમાં આગના ભડકા દેખાતા, એવું એવું તો કેટલું જોયું, ને કેવી બીધી કે જાણે મારો જીવ નીકળી જશે. મને એમ થાય કે કોઇને બુમ પાડું પણ મારાથી બોલાય પણ નહિં. થોડી વાર પછી એમ થયું કે મહારાજ મને મુકી જતા રહ્યા અને મને કોઇ લઇ ગયું.

**સખી**— **સાખી.**

સ્વપ્ના સાચાં હોય તો, અદ્ભુત જગમાં થાય;
નિયમ સહિત સંસાર આ, ઘાડ ઘડિમાં ફરી જાય. ૫૬
ઉદ્વેગી જિવ ભ્રમણમાં, કંઇક કલ્પના જોય;
મૃગજળ નિરખે પાંથિ પણ, જળ અનુભવે ન કોય. ૫૭

અનુભવ રહિત ન વસ્તુના, દર્શણ સ્વપ્ને થાય;
ભવિષ સુચક જો સ્વપ્ન તો, ક્યમ તે નહિજ જણાય. ૫૮

કયાધુ— **સાખી.**

ભુંડા સ્વપ્નનું ફળ ભુંડું, નિપજે છે કો વાર;
અસ્થિર જિવ મમ તેથિરે, શાંતિ લે ન લગાર. ૫૯

સખી—સ્પર્શ થતાં મૃગસિંગનો, પર્વત ડોલ્યો કાંય;
નિત નિપજે એવું શું એ, મૃગજળનો મહિમાય. ૬૦

તમો ચતુર છો એટલે વિશેષ શું કહું?

(કયાધુ ઉત્તર નથી વાળતી ને ગાણોવારલગી ઉદાસ પડી રહે છે.)

બાઇ સાહેબ, આળસ તજીને જાગૃત થાઓ, આમ શીદને પડી રહ્યાં છો?

કયાધુ—હા, હા, ઉઠું છું.

સખી—ત્યારે ચલો ઉઠો.

**હરીગિત છંદ.**

રે બાઈ સુખ છે સર્વ વાતે, નિત્ય ઉલ્લાસે ફરો,
માઠા વિચારે નીજ જિવને, શીદ કલેશ મિથ્યા કરો;
નથિ ભવિષ જેનું ગ્નાન કોને, તેથી દુખ શિદ કીજીયે,
આ આજ જાએ રૂડો તેનો, લાભ સર્વથા લીજીયે. ૬૧

---

૫૮. જે વસ્તુ જોઈ નથી, સાંભળી નથી, વાંચી નથી, (એ ત્રણ પ્રકારે માણસને અનુભવ થાય છે) તે વસ્તુ સ્વપ્નમાં કોઇને દેખાતી નથી. ભવિષકાળમાં જે બનવાનું છે તે સ્વપ્ન બતાવનારૂં હોય, તો તે વસ્તુઓ કેમ નથી સ્વપ્નમાં જણાતી, એવી વસ્તુ પાછળથી ઘણીવાર પ્રાપ્ત થાય છે.

છે સ્વામિનીજ સમર્થ કરતો, એક ચક્રે રાજ્ય તો;
વિધવીધ અનુપમ રંગથી વિંટલાયલાંરે નિત્ય છો;
વસુ વસુધાની સર્વ શોભા, સમિપ તમ પતિયે ધરી;
થાતાં હુકમ આવે હજારો, હજુરમાં હાં હાં કરી. ૬૨
સંપૂર્ણ સાચો સ્નેહ છે, સ્વામીતણો તમ ઉપરે;
દેવાંગના જેના મહા, વૈભોગની ઇર્ષા કરે;
આનંદથી સીંચ્યો સકલ સંસાર સાચે સોહ્ય છે;
નિર્ભાગ્ય નર નિરખી નિરાશા, કો'ક તેમાં રોય છે. ૬૩
થઇ મદ્યથી મદમાત મનના, મોર સાથે મ્હાલિયે;
રે ગાન તાન વીલાસિ લીલા, રમતમાં દિન ગાળિયે;
શશિ કાંતિને તુચ્છકાર કર તું રૂપ દીપે તમ તણું;
વિપરિત મને દેખાય ક્યમ, ઉદાસ તમ છાએ ઘણું. ૬૪
આળસ તજી સજ થાઓ હાવાં, તેલ ચંદન લાવિને;
શૃંગાર સોળ શિઘ્ર સજો પુષ્પેથિ કેશ રચાવિને;

---

૬૨. વસુ એટલે રત્નને ધારણ કરનારી તે વસુધા-પૃથ્વી-તેની સઘળી શોભા, તમારા સ્વામિયે, વસુધા એટલે પૃથ્વીને વશ કરીને જીતીને તમારી આગળ આણી મુકી છે. પૃથ્વીઉપર જે કાંઇ શોભીતું છે તેની તમારે ખોટ નથી.

૬૩. આખું જગત આનંદથી ભરપૂર દેખાય છે. જગતમાં આનંદજ ભરેલો છે તેમાં ઉદાસી કોણ થાય? જે માણસો જ્યાં ત્યાં આશાભંગ દેખે છે, તે હિન ભાગ્યના માણસો માત્ર ઉદાસ રહે.

૬૪. તમારી કાંતિ ચંદ્રમાની શોભાને ઝાંખી કરે એવી છે તે છતાં ઉદાસીરૂપી તમ એટલે અંધકાર દેખાય છે એ મને વિપરિત લાગે છે. કેમકે ચંદ્રમા અંધારાનો નાશ કરનાર છે.

આનંદમાં જાતી જુવાની, ફરી ફરી ના આવતી;
મા'રાજના દર્શણ થશે હમણાં વિચારો હે સતી. ૬૫

**કયાધુ**—બે, તારે આ ઉઠી.

(ઉઠીને બેઠી થઇ આંખે હાથ ફેરવી જાગ્રત થાય છે.)

**સખી**—તમારા શણગાર અહિં લાવું.

**કયાધુ**—હા ત્યારે જા લાવ.

(સખી બારણાલગી જઇ વહેલી વહેલી પાછી આવે છે.)

**સખી**—(ઉતાવળમાં) બાઇસાહેબ મહારાજ પધારે છે?

**કયાધુ**—(આશ્ચર્ય) કોણ મહારાજ?

(એમ કહી પલંગ ઉપરથી ઉતરી સામુ જાય છે.)

હિરણ્યકશિપુ આવે છે.

**હિરણ્ય.**—પ્રિયા કયાધુ.

**કયાધુ**—સ્વામિનાથ, હું વંદન કરૂં છું.

**હિરણ્ય.**—આવ, આપણે બેશીએ. (બંને જણ બેસે છે.)

**કયાધુ**—આજ તમે રોજના કરતાં વહેલા પધાર્યા છો.

**હિરણ્ય.**—હા, પ્રાણ પ્યારી, પણ આજે હું તારી સાથે હાસ્ય વિનોદ કરવા નથી આવ્યો.

**કયાધુ**—તમારાં આવાં વચન સાંભળીને મારા પેટમાં ફાળ પડે છે, મેં કાંઇ અપરાધ કીધો હોય તો ક્ષમા કરો.

**હિરણ્ય.**—અહો પ્યારી, (એમ કહી કોટમાં હાથ નાખે છે) તું અપરાધ કરે એવી છેજ નહિં. પેટમાં ફાળ પડવા જેવું કાંઇ નથી.

**કયાધુ**—પ્રાણનાથ, ત્યારે મને શું કહેવા આવ્યા છો?

**હિરણ્ય.**—તું જાણે છે કે દેવતાઓ આપણી સાથે અત્યંત વેર બાંધી બેઠા છે.

કયાધુ—તેઓએ વેર બાંધ્યું છે તેનું તેઓને શું ફળ થવાનું છે. તમારી સામું થવાને તેમાંથી કોણ સમર્થ છે.

હિરણ્ય.—તેઓ આપણા કુળનો નાશ કરવાને કોટી ઉપાય કરશે એમાં મને જરા સંશય નથી.

કયાધુ—એવા દુષ્ટને ત્યારે તમે શીદને શિક્ષા નથી કરતા? જેઓ આપણી સાથે વેરભાવ રાખે છે તેઓના ઉપર દયા શીદને લાવવી જોઇયે?

હિરણ્ય.—પ્યારી, હું તેજ વિચાર કરૂં છું કે મારે હવે તેઓને મારૂં બળ બતાવવું જોઇયે; પણ તેઓ અમર છે તેથી તેઓ ઘણા ગર્વિષ્ટ થઇ ગયા છે.

કયાધુ—તેઓ અમર છે તથાપી તેઓનો નાદ ઉતારવાને તમે કયાં અસમર્થ છો?

હિરણ્ય.—હું અસમર્થ તો નથીજ પણ હું અજરામર થાઉં, ને પછી તેઓને મારૂં સંપૂર્ણ બળ બતાવું તો વધારે સારૂં; એટલા માટે હું તપસ્ચર્યા કરવાને માટે મંદરાચળ પર્વતને વિશે જાઉં છું.

કયાધુ—સ્વામિનાથ, તમને આ વિચાર કયાંથી સુઝયો? અહિં તમારે શું સુખ ઓછું છે કે તમારે તપ કરવું પડે છે.

હિરણ્ય.—તપથી હું અમર થઇશ, અને ઇંદ્રાસન મેળવીશ. ત્યાં હજારો દેવાંગનાઓને તારી દાસી કરી રાખીશ.

કયાધુ—તપસ્ચર્યા મહાકઠિન છે, તમો અત્યંત સુખમાં રહેલા જંગલના ભયંકર દુઃખ કેમ વેઠશો? હું તમને પગે લાગું છું. કે એ વિચાર મનમાંથી કહાડી નાખો. હું અગાઉથી જાણતી હતી કે કાંઇ દુઃખ આવી પડનાર છે. મને આજે માઠાં સ્વપ્ન આવ્યાં તે ખરાં પડે છે.

**હિરણ્ય.**—અહો રાણી, હું તપશ્ચર્યાની કઠિનતાથી કાંઇ ડરતો નથી. જો માણસને કાંઇ કામ કરવાની ઇચ્છા છે, તો પછી તેણે વચ્ચે આવતાં વિઘ્નને દૂર કરવાંજ જોઇયે.

**કયાધુ**—પ્રાણપ્યારા, એ આપણું કામ નથી.

### શાર્દુલવિક્રીડિત વૃત્ત.

વિક્રાળાં જિવજંતુના સુરભર્યો વાયુ ફુંકારે જહીં,
પ્રત્યાઘાત ગજાવતી નગ ગુફા, આતૂર ભક્ષે રહી;
દંષ્ટ્રા તિવ્ર બિહામણી રવિભણી ફાટી ભુમી કાંડતી,
ત્યાંતો નિર્ભય તે રહે તપવિષે, જે મુક્ત સંસારથી. ૬૬

**હિરણ્ય.**—ધ્રૂજે પર્વત વૃક્ષ જાય ઉખડી જેના પદન્યાસથી,
ચોંકી, જે લલકારતાં, મૃગપતિ નાસે સિધો ત્રાસથી;
ચાલે ત્યાં વિશ્રુ વ્યાળ આદિ લઇને પ્રાણિ છુંદાઇ જતાં,
શ્વાસે પક્ષિ પડે ભુમી ભય કશો, તેને અરણ્યે જતાં. ૬૭

---

૬૬ જે જગાએ માણસોને ફાડી ખાનારાં અને નાશ કરનારાં જાનવરોનો અવાજ ઘડિઘડિ પવનના ઘોંઘાટમાં સંભળાય છે, જ્યાં એવા શબ્દમય પવનના ઘોંઘાટનો પ્રત્યાઘાત કરનારી ગુફાઓ જે અંદર જાય તેનો ભક્ષ કરવાને તત્પર થઇ રહેલી છે, જ્યાં પૃથ્વી ફાટી જઇને સુરજની સામું બીહામણાં દાંત કહાડી રહી છે (સૂર્ય તપે તેથી પૃથ્વીમાં ચીરાડા પડી ઠામ ઠામ દડબાં પડી જાય છે,) ત્યાં એટલે એવી જગાએ દહેશત વિનાના થઇને તપ કોણ કરે કે જેઓએ સંસાર સર્વ છોડી દીધો છે તે; કેમકે તેઓને પોતાના શરીરનું શું થશે તેની ચિંતા વા કાળજી નથી.

૬૭. જે હોકારો કરે છે તો મૃગપતિ એટલે સિંહ ચોંકીને ભય પામી આડું અવળું જોયાવિના સીધો ને સીધો નાસી જાય છે, જેનો પદન્યાસ એટલે પગ અથડાય છે તો પર્વત ડોલી જાય

**કયાધુ**—અહો પ્રાણપતિ, તમે એમ શું બોલો છો? તમારાવિના હું અહિં કેમ જીવીશ?

જેને દેખિ ઘડીઘડી ઉલટિને કંઠે જઇ બાઝતી,
ચુંબી નેત્ર નિહાળતાં રૂદયસું, આતૂર થૈ ચાંપતી.
વાણી જેનિ રસાળ સ્નેહમય હું શ્રુણી સદા રાચતી,
તે હેતૂ સહુ ભૂખના કયમ મને, મુકોછ વીલાપતી; ૬૮

**હિરણ્ય.**—શાને શોચ કરે પ્રિયા નથિ કંઇ એ નિત્ય વીયોગરે,
થાશે હું ફરિ આવતાં સુખતણો વીશેષ સંજોગરે;
છે વૈભોગ અનૂપમો અહિં ભર્યા તેમાં સદા મ્હાલજે,
તેથી દુ:ખ વિસારિને સહજ આ વીયોગ તું ગાળજે. ૬૯

**કયાધુ**— **गीतीवृत्त.**

રે ઓ પ્રિતમ વદો શું, કયમ તમવણ હું રહીશ એકેલી;
બળો સર્વ વૈભોગો, તમ જાતાં હું ઝુરી જઇશ વ્હેલી. ૭૦
કુમુદ પ્રફૂલિત રંગે, શશિ સંગે તે શશી તજી જાતાં;
સંકોચાઇ પડે છે, નથિ જરિ ચિંતા જગત્ પ્રલય થાતાં. ૭૧

**હિરણ્ય.**— **वसंततिलका.**

મિથ્યા અલી તજ કહું તુજ શોક હાવાં,
આલિંગને રિઝવિ દે મુજને તું જાવા;
કયાં તું વિયોગથિ અતી કરતીજ કલેશ,
વૃદ્ધિ થતી વિઘનથી રતિમાં હમેશ. ૭૨

છે ને ઝાડ ઉખડી પડે છે, જે ચાલે છે તો તેના પગ નીચે વીંછુ સાપ ઇત્યાદિ પ્રાણિઓ કચરાઇ જાય છે, અને જેના શ્વાસે, એટલે જે શ્વાસ લેછે તો પક્ષિયો પૃથ્વીપર ઊંચેથી પડે છે, તેને, એવા માણસને અરણ્યમાં જવાને શો ભય લાગે?

**કયાધુ—** **शिखरिणि वृत्त.**

ન શોભે ઓ પ્યારા, તજવિ મુજને આ અવસરે,
કહું શું લજ્જાએ, તમ સમિપ જિંહા ન ઉપડે,
સગર્ભા સ્ત્રી નિત્યે, નવિન અભિલાષે રહિ ભરી;
નિહાળે સ્વામીને, અધિક રતિથી* તે ફરિફરી. ૭૩

**હિરણ્ય.**—રે પ્રાણપ્રિયા, તું આવાં વચનથી શીદને મને દુઃખી કરે છે. મારા ભાઇનું સંપૂર્ણ રીતે વેર વાળવાનો મેં નિશ્ચય કીધો છે, માટે મારે ગયાવિના નહિં ચાલે.

**કયાધુ**—સ્વામિનાથ, સગર્ભા સ્ત્રીને મળવાને માટે વિદેશ ગયલા પુરૂષો પાછા આવે છે, કેમકે એ સમય સ્ત્રીને ઘણો કઠિન છે. પાછળથી સંયોગ થશે એ વાત દૈવાધીન છે, અને તમે મને આ અવસ્થામાં મુકીને જતા રહો છો. રે પ્રભુ, મારી શી વલે થશે? (એમ કહી આંખમાં આંસુ આણે છે.)

**હિરણ્ય.**—પ્યારી, તું શીદને રોય છે?

(તેના આંસું લુંછી નાખી ચુંબન કરે છે.)

**કયાધુ**—મારૂં શીરછત્ર જશે, તો પછી મારૂં રક્ષણ કોણ કરશે? મને લાડ કોણ લડાવશે?

**હિરણ્ય.**—રે એમ શું બોલે છે? અહિં હજારો સેવકો તારી હજુરમાં હાજર રહેશે.

**કયાધુ**—તમે જાઓ છો તેથી મને ભરૂસો નથી રહેતો કે સઘળું સાનકુળ રહેશે. શત્રૂઓ મહા બળવાન છે, અને ઇન્દ્ર કોઇને ઝંપે બેસવા દેનાર નથી.

**હિરણ્ય.**—જંભાસુરની પુત્રીને આવાં બીકણ વચન નથી શોભતાં.

* રતિ=પ્રીતી.

**કયાધુ**—મહારાજ, મને તો બહુ ભય લાગે છે.

**હિરણ્ય.**—તને અહિં ભય લાગે તો તું તારા પિતાને ઘેર જજે.

**કયાધુ**—મહારાજ, જ્યારે તમે જવાને માટે દૃઢ થઇ બેઠા છો, તો તમોને વિદાય કરી મારે પીયેર જવું એજ વધારે સારૂં છે; અહિં ભત્રીજો નાદાન છે અને પ્રધાન બહુ બળવાન નથી.

**હિરણ્ય.**—અહિં બારણાં આગળ કોણ ઉભું છે.

(સખી આવે છે.)

**સખી**—મહારાજ, શી આજ્ઞા છે?

**હિરણ્ય.**—જા પ્રધાનજીને અહિં તેડી લાવ.

**સખી**—ચાલી મહારાજ.

(જાય છે ને થોડીવારે પ્રધાનને તેડી આવે છે.)

**પ્રધાન**—મહારાજ, આપની શી આજ્ઞા છે?

**હિરણ્ય.**—આ રાણીજીની ઇચ્છા એવી છે કે મારા ગયા પછી પોતે પીયેર જઇ રહેવું.

**પ્રધાન**—વાહ વાહ મહારાજ, બહુ સારૂં (મનમાં) ભલે એ એક હેરાન કરત તે ઓછી થઇ.

**હિરણ્ય.**—માટે એમને ત્યાં પહોંચાડવાને યોગ્ય બંદોબસ્ત કરવો કે કાંઇ અડચણ પડે નહિં.

**પ્રધાન**—જેવી મહારાજની આજ્ઞા.

**કયાધુ**—પ્રધાનજી, મારી સાથે હોશીઆર માણસોને મોકલાય તો બહુ સારૂં.

**હિરણ્ય.**—દેવતાઓ રએને કાંઇ ઉતપાત કરશે એમ એમને ભય લાગે છે.

**પ્રધાન**—ઓહો, તેઓ શું કરી શકવાના છે? તેની તો કાંઇ

ચિંતા નહિં. પણ એમની જવાનીજ ઇચ્છા હોશે તો એમને સહીસલામત પહોંચાડવાનો ઘટતો બંદોબસ્ત કરીશ.

(પડદામાં ઘંટ વાગે છે.)

**હિરણ્ય.**—અહો ઘંટ કેમ વાગે છે?

**સખી**—મહારાજ જમવાની વેળા થઇ તેનો એ ઘંટ વાગે છે.

**હિરણ્ય.**—હં, એમ છે? (કયાધુને) પ્રાણેશ્વરી, ત્યારે કેમ, આપણે ભોજનશાળામાં જઇશું?

**કયાધુ**—જેવી મહારાજની ઇચ્છા.

**હિરણ્ય.**—દાસી, માર્ગ બતાવ. (ઉઠીને બધા જાય છે.)

## बीजो अंक समाप्त.

---

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જંગલ.

પ્રધાન આવે છે.

**પ્રધાન**—અરે આ શું થઇ ગયું? દાનવોનો નિર્વંશ થવાનો વખત આવ્યો, પણ હું શું કરૂં? મહારાજ રાજપાટ છોડી તપ કરવાને મંદ્રાચળપર્વતપર ગયા તેને ઘણો વખત તો થયો નથી એટલામાં શી ઉથલપાથલ થઇ ગઇ છે! જયાં દેવતાઓનું નામ લેવાની પણ કોઇની હિમ્મત નોતી ચાલતી ત્યાં આજ તેમનો મહિમા ગવાઇ રહ્યો છે. તેમની સત્તા ઠેરઠેર પ્રસરી રહી છે. જેજે વસ્તુઓનો મહારાજે નાશ કરવા માંડેલા

તે તે સઘળી વસ્તુઓ હવે પાછી લોકો દેખશે; બ્રાહ્મણોનું ને ઇશ્વરભક્તનું પરિબળ વધશે. દાનવ કુળનો મહિમા મહારાજે વધાર્યો હતો તે પણ અસ્ત થયો, તેઓને ભય પામીને પોતાનાં સ્થાન મુકીને નાસી જવું પડ્યું. મહારાજને ગયલા જાણીને ઇન્દ્ર જાગૃત થઇ ગયો. તેણે દાનવોનો ભારે પરાજય કર્યો. અરે હજારો મૃત્યુલોકને પામ્યા ને હજારો ઘાયલ થયા, ને હજારો મારીપેડે નાશી ગયા! અફસોસ–હું હિરણ્યકશિપુનો પ્રધાન, તેને પણ પોતાનું ગ્રામધામ છોડીને જંગલમાં રખડી રખડીને ગુફાઓમાં છુપાઇ રહેવું પડે છે. મહારાજે રાજ-પાટ મને સોંપ્યું હતું પણ હું તે શું કરૂં? બળિઆ શત્રૂની સામે મારૂં શું ચાલે? ઘણીવારલગી સામો ટકી તો રહ્યો પણ કાંઇ જીવ ખોવાય છે? જાણ્યું કે આખર કાંઇ નથી વળવાનું ત્યારે નાઠો, બીજો શો ઇલાજ? જે રાજ્ય બળથી સંપાદન કરેલું છે તે બળથીજ સાચવી શકાય છે. જે રાજા ઉપરથી પ્રજાની પ્રીતિ ઘટવા માંડી છે તે રાજાનું રાજ્ય ઘણા કાળસુધી નિભી રહેતું નથી. જોર જુલમથી ત્રાસ પામી ગયલી પ્રજા સદાય એમ ટાંપી રહે છે, કે, ક્યારે સમય આવે કે આપણે દુઃખમાંથી મુક્ત થઇયે. ભીતરનું રૂપ બહાર પ્ર-ગટ થતું નથી, પણ જ્યાં દાવ મારવાનો લાગ આવે છે કે સહુ હોશીયાર થઇ જાય છે. ઘણા લોકો જેઓની મહારાજ પ્રત્યની રાજ્યભક્તિવિષે સંશય પણ લઇ જવાનું કારણ નોતું તેઓ પણ સામા થઇ ગયા. બહુ સારૂં થયું કે મહારાણી પોતાને પીયર ગયાં નહિં તો તેનું વળી કોણ જાણે શું થાત પણ તેને તો શું થવાનું હતું? દેવતાઓએ અબળાઓના

ઉપર કાંઇ હાથ કર્યો નથી, પણ રઝળતાં તો થઇ જાત, અને તેમાં મારાથી કાંઇ હાથ દેવાત? મારૂં પોતાનુંજ ઠેકાણું નથી તો તેમને હું શું કરત? માટે જે થયું તે ઠીકજ થયું; તેઓ તો ક્યારનાં પોતાના પિતા જંભાસુરને મળી ચુકાં હશે. પણ વારૂ તેની કેમ કાંઇ ખબર નહિં આવી? ખબર આવી હોય તોએ હું શું જાણું? અહિં મને કોણ કહેવા આવનાર છે? પણ જોઊં પેલું કોણ આવે છે વારૂ?

(એક રાક્ષસ નામે સુબાહુ આવે છે.)

સુબાહુ—કોણ પ્રધાનજી? તમે અહિં ક્યાંથી?

પ્રધાન—કોણ સુબાહુ?

સુબાહુ—હા પ્રધાનજી, પણ તમે અહિં ક્યાંથી.

પ્રધાન—રે રે, તું નથી જાણતો દાનવકુળનો પરાજય થયો છે અને દેવતાઓનો મહિમા પાછો વધ્યો છે.

સુબાહુ—(આશ્ચર્ય પામીને) હંઅ! પણ મહારાજે સઘળું રાજ્યપાટ તમને સોંપ્યું હતું તે તમે શું કીધું?

પ્રધાન—હું એકલો શું કરી શકું? શત્રુઓને ત્રાહ ત્રાહ તો કીધા પણ અંતે તેઓનો જય થયો. તેથી હું અહિં ફરતો ફરતો આવી ચડ્યો છું, તું ક્યાંથી આવે છે?

સુબાહુ—પ્રધાનજી આપ નથી જાણતા? રાણીસાહેબને પોતાને પિયર પહોંચાડવાને સેનાધિપતિને તમોએ કહ્યું હતું તેથી સેનાધિપતિ કેટલાંક માણસોને પોતાની સાથે લઇ ગયા હતા તેમાં હું પણ સાથે ગયો હતો.

પ્રધાન—હમણાજ હું વિચાર કરતો હતો કે રાણીસાહેબ સહિ-

સલામત હશે તો પહોંચી ચુક્યાં હશે એટલામાં તું આવી પહોં-
ચ્યો એ બહુ સારૂં થયું. વારૂ, સમાચાર શા છે?

(સુબાહુ કાંઇ જવાબ નથી આપતો.)

તું કેમ બોલતો નથી? મને એમ લાગે છે કે કાંઇ માઠી વાત બનીછે. બોલ, બોલ, મને શીદને વધારે ચિંતા કરાવેછે?

**સુબાહુ**—પ્રધાનજી હું શું કહું?

**પ્રધાન**—વાર શાને લગાડે છે? જે બન્યું હોય તે જલદીથી કહી દે.

**સુબાહુ**—દેવતાઓએ તમને વિઘ્ન કીધું તેમ અમને પણ કીધું. ઘણા વખતલગી તો અમને રસ્તે કાંઇ અડચણ નડી નહિં. પણ જ્યારે મુસાફરીનો થોડોજ ભાગ બાકી રહ્યો ત્યારે અો-ચીંતો તિવ્ર શંખનાદ થયો તે સાંભળતાંજ સેનાધિપતિ તરત ચમકી જાગૃત થયા, અને જોય છે તો સામે ઇન્દ્ર આવીને ઉભો.

**પ્રધાન**—પછી, પછી?

**સુબાહુ**—તેને દેખતાંજ,

### मंदाक्रांता.

સામા સર્વે ઉલટિ અસુરે ઇન્દ્રને ઘેરિ લીધો,
બાણે વીંધ્યા તુરગ ભડક્યા નાસતાં કોપ કીધો;
નાખી તેણે ફરતિ શરની જાળને સ્હેજ છેદી,
ઉગ્યો જાણે અધિક બળથી, વાદળાં સૂર્ય ભેદી. ૭૪

૭૪ ઇન્દ્રને દેખતાંજ સઘળા દૈત્યો એકદમ તેના ઉપર ઉલટી પડ્યા ને તેને ઘેરી લીધો; તેને બાણો માર્યા, અને તે બાણમાંથી ઇન્દ્રના ઘોડાને કેટલાંક વાગ્યાં તેથી તેઓ કુદી નાસવા લાગ્યા

**પ્રધાન**—પછી, પછી ?

**સુબાહુ**- ચોંકયા અશ્વો, ધરણિ ખણતા, રેણુનુ અભ્ર છાએ;
તારા વન્હિ રજ ગગનમાં, શસ્ત્ર ઘાથી સુહાએ,
શસ્ત્રો સામા, કુંઇક મળતાં, ઘોર શબ્દો કરે છે;
પાડી ચીસો, વિર ભુમિ પડે, કોઇ અગ્રે ધસે છે. ૭૫
શસ્ત્રો ચમૂકે વિજળિ સરખાં કાંઇ સ્ફોટ ત્યારે,
રોળાએ છે અસુર રૂધિરે, ઇંદ્ર કેરા પ્રહારે;
સાથી કેરાં ધડ પગતળે દાનવો ખુંદિ જાએ,
કોના ત્યાં તો રૂધિર સરિતે, શીર ટાપો તણાએ. ૭૬

**પ્રધાન**—અરેરે, ઇન્દ્રએ ત્યારે ખરેખરો પ્રાણ વાળ્યો. પછી ?

**સુબાહુ**- ઇન્દ્રે રોષે જગત ધ્રુજવે, વજ્ર તે નીજ મારી,
સેનાનીને હણિ અસુરમાં પાડ્યું ભંગાણ ભારી;

---

તેથી ઇન્દ્ર બહુ કોપાયમાન થયો, અને તેને જે બાણથી ઘેરી લીધો હતો તે બાણની જાળને તેણે સપાટાથી છેદી નાખી, અને વાદળાંમાંથી જાણે બમણો તપતો સુરજ પ્રગટ થતો હોયની તેમ તે પ્રગટ થયો.

૭૫ સંગ્રામ થતાં અશ્વો-ઘોડાઓ ચોંકતા હતા અને તેથી ઉછળતા અને પૃથ્વી ઉપર તેમના પગલાં પડતાં, પૃથ્વી ખોદાઇ જતી અને તેથી જે ધુળ ઉડતી તે ધુળથી—રેણુથી અભ્ર-વાદળ છવાઇ જતું ને અંધકાર થતો હતો, અને તેમાં શસ્ત્ર, હથીઆરોના ઘા વાગતા તેથી વન્હિરજ એટલે વસવદેવના ચણગારા આકાશમાં ઉડતા હતા, તે જાણે તારા હોય એમ શોભતા હતા. સામસામા હથીઆર એક બીજા સાથે અથડાતાં ભયંકર અવાજ થતો, અને વીર એટલે શુરાઓ ચીસ પાડતા કેટલા પૃથ્વી ઉપર પડી જતા એટલે મરણ પામતા વા ઘાએલ થતાં પડતા, અને કેટલાક ચીસ પાડી આગળ ધસતા.

નાઠા તેને પકડિ પકડી ખડ્ગથી વીંધિ નાખી,
આનંદ્યા છે સચિપતિ જયે, કોઇ રાખ્યા ન બાકી. ૭૭

**પ્રધાન**—અરેરે, ઇંદ્રે તો ખરેખરો ત્રાસ વર્તાવ્યો. તેણે એકલાએ સર્વનો સંહાર કર્યો, અફસોસ! અફસોસ!!

**સુબાહુ**—વીતી વસ્તુનો શોચ કીધેથી શું ફળ? થયું તે કંઇ નહિં થયું થવાનું નથી.

**પ્રધાન**—ખરી વાત છે પણ મને કંઇ સુઝ નથી પડતી, મારૂં ચિત ભમી ગયું છે, રે શું દાનવકુળનો અંત પાસે આવ્યો? રે મહારાજ, તમે ક્યાં ગયા? અફસોસ! અફસોસ!!

(એમ કહી દલગીરીમાં ગુમ થઈ જાય છે.)

**સુબાહુ**—પ્રધાનજી, તમે આમ કરો છો પછી બીજાની શી વલે? તમે જાગૃત થાઓ, ને એનું વેર વાળો.

**પ્રધાન**—રે ભાઇ, હું શું વેર વાળું, મારા એકલાથી શું થાએ. (થોડીવાર પછી.) રે પણ તેં મને મહારાણીના સમાચાર કાંઇ નહિં કહ્યા.

**સુબાહુ**—ઇંદ્રને દેખતાંજ રાણીની સાથેનો સ્ત્રીવર્ગ તો ભય પામી નાસી ગયો. રાણીસાહેબનું રક્ષણ કરવાને થોડાં માણસો રાખી બાકીના માણસો સાથે, સેનાધિપતિ ઇંદ્ર સાથે લડ્યો. ઇંદ્રે સેનાધિપતિનો અંત આણ્યો ને ઘણા માણસો મરી ગયાં, એ સમાચાર સાંભળતાંજ મહારાણી તો બેશુદ્ધ થઇ ગયાં અને તેમજ મારા હોશ ઉડી ગયા. સઘળાનો સંહાર કરીને તેમની સાથેના માણસોની સામુ ઇંદ્ર આવ્યો. હું તેઓમાં હતો. અમારી હાર થવા આવી ને માણસો મર્યા કે હું તો જીવ લઇને નાઠો. ત્યાર પછી મહારાણીને શું થયું તે હું જાણતો નથી.

**પ્રધાન**—અરેરે તેને કોણ જાણે ઇંદ્રે શું કીધું હશે?

**સુબાહુ**—ઇન્દ્ર તેને કાંઇ દુઃખ દેશે એમ મને લાગતું નથી કેમકે સ્ત્રીજાતીનાઉપર કોઇપણ દેવતા હાથ કરતા નથી બલકે તેમનું રક્ષણ કરવાને તેઓ તત્પર રહે છે.

**પ્રધાન**—પણ ભાઇ, મહારાજ હિરણ્યકશિપુએ દેવતાઓની સાથે હદની બહાર દ્વેષ રાખ્યો હતો, તેનું વેર વાળવાને તેઓ તેની સ્ત્રીને કેમ નહિં દમે? પોતાનો દાવ આવે ત્યારે સામાની સોકટી મારવી કોણ ચુકે?

**સુબાહુ**—દુઃખ દે એમ લાગતું તો નથી પછી તો જે થયું હોય તે ખરૂં આપણે એમાં શું કરી શકીયે?

**પ્રધાન**—આપણે તો શું કરિયે? પણ મહારાજ પાછા આવશે તો આપણે તેને જવાબ શો દઇશું?

**સુબાહુ**—અરે એવો લાંબો વિચાર કયાં કરો છો? આપણે ત્યાલગી જીવતા હોઇશું ત્યારે કેની?

**પ્રધાન**—શા માટે નહિં જીવતા હોઇશું? એ તોફાન તો મટી ગયું.

**સુબાહુ**—ઇન્દ્ર અહિં થઇ જશે તો પછી આપણે કયાં રહીશું?

**પ્રધાન**—હા ખરી વાત કહી, કદાચ તે આ રસ્તે આવશે ને આપણને દેખશે તો પછી ઉગરવાનો કાંઇ આરો નથી. માટે બેહતર છે કે અહિંથી ખસી જવું.

**સુબાહુ**—હું પણ એમજ ધારૂં છું. માટે બેહતર છે કે આપણે અહિંથી ખસી જઇ પેલા પર્વતોની ગુફામાં જઇ સંતાઇએ.

**પ્રધાન**—હા એ વાત મને ગમી, ચાલો આપણે જઇએ.

(બંને જાય છે.).

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ઇન્દ્રનું ભવન.

સચી આવે છે.

**સચી**—સ્વામિનાથના હજી સુધી કાંઇ પણ સમાચાર આવ્યા નહિં; તેથી મારો જીવ વિશેષ ચિંતાતુર થતો જાય છે. મારી સખીને ખબર કહાડવા મોકલી તે પણ હજી આવી નહિં.

(આમ તેમ ફેરા ફરી ચારેમેર ધારી ધારીને જુવે છે.)

રે સખીને પણ કેટલીવાર? ક્યારની ગઇ છે તે છતાં હજી લગી શું કર્યા કરે છે? આટલે તો દશવાર જઈ આવી હોય. હું શું થયું તે જાણવાને અધીર છું તે જાણે છે તે છતાં આટલી બધી વાર કોણ જાણે કેમ લગાડે છે? પણ હું ઉતાવળ કરૂં તેટલી તે શીદને કરે? મારા જેટલી જેને આતુરતા ક્યાંથી હોય? તોપણ બહુ વાર લાગી. માર્ગમાં કંઇ સપાટા મારવા ઉભી રહી હશે. (વળી જુએ છે.)

વાહવાહરે સખી વાહ, તેં તો ઠીક કીધું! તને શોધવાને હવે બીજું માણસ મોકલું ત્યારે. પણ મોકલ્યાવિના છુટકો નથી. આટલી આખી વાર તે હોય! (જુએ છે ને એકદમ ખુશી થઇને) આ આવી, એની ચાલ ઉપરથી તો કાંઇ સારા સમાચાર લાવી હોય એમ દેખાય છે.

(સખી આવે છે.)

અલી તને તે કેટલી વાર, અત્યાર સુધી તું ક્યાં ઊંધ્યા કરતી હતી?

**સખી**—બાઇસાહેબ મને વાર લાગી છે? હું જરા રસ્તે થોભી પણ નથી.

**સચી**—વારૂ! ત્યારે આટલી બધી વાર તે ક્યાં લાગી? હું ક્યારની આ બારીએથી પેલી બારીએ ને તે બારીએથી ઝરૂખામાં એમ તો તારી વાટ પાણીની પેઠે જોયાં કરતી હતી.

**સખી**—હું જરાક વારમાં પાછી આવી ને તમે મને આમ કહો છો ત્યારે શું કરૂં?

**સચી**—મને તો એમ લાગ્યું કે કાળના કાળ ગાળી નાખ્યા.

**સખી**—તમને તો લાગેજ તો.

## ગીતી વૃત્ત.

ઇચ્છિત વસ્તુ કેરી, પ્રાપ્તિ થાતાં વીલંબ બહુ થાએ;
ઉત્કંઠિત જન સમજે, તેને ઘડિ થઇ પળ કલ્પકે વાહે. ૭૮

**સચી**—વારૂ બહુ સારૂં તને વાર નથી લાગી, પણ તું જે ખબર કહાડવા ગઇ તે તો મને હજીલગી કહેતીજ નથી.

**સખી**—બાઈસાહેબ, મારે શીર દોષ શીદને નાખો છો? તમો મને એક પુછો તેનો જવાબ દઇ રહું છું એટલામાં બીજું પુછો છો. તમે મને જો તે કહેવા દીધું હોત તો આટલે તો મેં ક્યારનું કહ્યું હોત.

**સચી**—વારૂ ત્યારે હવે એ બધું મુકી દઇને કહે કે શું છે?

**સખી**—દેવી, સઘળા દેવતાઓને આનંદના મેઘ વરસ્યા છે. હિરણ્યકશિપુ મંદ્રાચળપર્વતનેવિષે અઘોર તપ કરવા ગયો અને પોતાનું સઘળું રાજ્યપાટ પ્રધાનને સોંપી ગયો હતો. તે બધું ઉંધું વળ્યું છે. દાનવો સઘળા નાસી ગયા છે. રાજ્ય તેઓનાં હાથમાં રહ્યું નહિં અને પહેલાનાં કરતાં પણ દેવતાઓનો વિશેષ મહિમા સઘળે પ્રકાશ થઇ રહ્યો છે.

## દોહરો.

રૂંધ્યો અગ્નિ પ્રગટતો, અધિક કરી બળ જેમ;
ધર્મ ભક્તિ ત્રાસે ક્ષુબી, નિકળી પ્રબળે તેમ. ૭૯

**સચી**—અહો! પ્રભુનું પરાક્રમ સદા વિજયીજ છે.

**સખી**—મહારાજના પરાક્રમની કોણ તુલના કરી શકે? એવા પતિને પામ્યા છો તેમાં તમારૂં પણ કાંઇ ઓછું ભાગ્ય છે?

**સચી**—વારૂ હવે લવારો કરવો છાંડી દઇને, મને કહેની કે તેમની તું શું ખબર લાવી?

**સખી**—બાઇસાહેબ, મહારાજ તો ક્યાં ગયા છે તે મને કોઇથી માલમ પડ્યું નહિં. પણ એ પેલા નારદજી આવે છે તેમને ખબર હોશે. ત્રૈલોકમાં શું બને છે તે એમને કાંઇ અજાણ્યું નથી રહેતું, તેથી તેઉને પુછશો તો જે હોશે તે બધું કહેશે.

(નારદજી આવે છે.)

**સચી**—પધારો, મુનીશ્વર, પધારો.

**નારદ**--કલ્યાણ થાઓ, ઇન્દ્રાણી કલ્યાણ થાઓ.

**સચી**—પ્રિય સખી, પેલું આસન લાવ. (સખી લાવે છે) બીરાજો રૂષી.

**નારદ**—મહારાજ ઇન્દ્ર કાંઇ અહિં જણાતા નથી?

**સચી**--ના મહારાજ, તેઉ કાંઇ ગયા છે.

**નારદ**—અહો પતિવ્રતા તે ક્યાં ગયા છે તે તને માલમ નથી?

**સચી**—ક્યાં ગયા છે તે મને કહ્યું નથી, પણ પૃથ્વીઉપર ગયલા જણાય છે.

**નારદ**—બરાબર છે, ક્યાં ગયા છે, એ તમને કેમ કહેવાય?

**સચી**—મને કેમ નહિં કહેવાય?

**નારદ**—હું શું કહું? પૃથ્વીઉપર શું કારણસર ગયા છે તે જાણો છો?

**સચી**—ના રૂષીરાજ, હું શું જાણું?

**નારદ**—હે દેવી, આપ જાણતાં હો તો તેમને જવા પણ દ્યો?

**સચી**—શા માટે નહિં જવા દઉં? પૃથ્વી ઉપર જાય તો કંઈ પરાક્રમને માટે જાય બીજું તો શું કારણ હોય? અને તેમાં હું શીદને આડી પડું?

**નારદ**—અહો દેવી, તમારા સ્વામિ મહાપરાક્રમ કરવા ગયલા છે! એવું પરાક્રમ તો કોઇથી નહિં થાય!

**સચી**—મુનીશ્વર આપ મને ઉચ્ચાટમાં નાખો છો.

**નારદ**—આપને ઉચ્ચાટ થાય એમાં નવાઇ શી છે? આપનો સમાગમ ઓછો થાય એવાં કાર્ય સુરપતિને કરતાં જોઇને મને તમારી કેમ દયા નહિં આવે?

**સચી**—નારદજી, મને કહી દ્યો શું છે? મહારાજ શું કોઈ સ્ત્રી ઉપર મોહિત થયા છે?

**નારદ**—જ્યારે મારી પાસે કહેવડાવો છો ત્યારે કહું છું કે મને તો એમજ લાગે છે.

**સચી**—(આશ્ચર્ય પામીને) અહો રૂષીજી તમે શું કહો છો?

**નારદ**—મને જેવું લાગ્યું તેવું મેં કહ્યું?

**સચી**—રે અફસોસ, પૃથ્વી ઉપર એવી કોણ છે કે જે મારા સુખનો ભંગ કરવા તત્પર થઈ છે?

**નારદજી**— **इंद्रवज्रा छंद.**

મોટા જનો, મોટિજ વસ્તુ જોએ;
સંતોષ આપે નવ અન્ય કોએ;

રે રાજ્યહંસો કદિ મોતિ પામે,
ના અન્ય કેરો રસ સ્વાદ ચાખે.

**સચી**—મારી ઉત્કંઠા શીદને વધારો છો? એવી કોણ છે તે મને કહી દ્યો?

**નારદ**—શું કહી દેવડાવો છો? તે સુંદરી મહાબળવાન દૈત્યની પુત્રી છે અને વિશેષ બળવાન દૈત્યની સ્ત્રી છે.

**સચી**—(આશ્ચર્ય પામીને) અરેરે, મહારાજનું મન દૈત્યની સ્ત્રી ઉપર ગયું! રે ભગવાન હવે મારી શી વલે?

**નારદ**—દેવ સુરપતિનો હેતુ જો પાર પડશે, તો પાછળથી મોટો ઉત્પાત થશે. હિરણ્યકશિપુ ક્રોધાયમાન થઈ શું નહિં કરશે તે સુઝતું નથી.

**સચી**—મુનીશ્વર, તમારાં એક પછી એક નીકળતાં વચન મને અધિક અધિક તિવ્ર બાણની પેઠે ભેદી નાખે છે. આ સાંભળી મારી છાતીમાં શું દરદ થાય છે તે હું કહી શકતી નથી; જાણે ઓચિંતી-

**નારદ**—સતી, એવું દુઃખ થાય એમાં નવાઈ શી? પોતાના સ્વામિને વિશે જેનો સર્વ સ્નેહ ઠરી રહ્યો છે તેની પતિવ્રતા સ્ત્રીથી સ્વામિનું લંપટપણું કેમ સહન થાય?

**સખી**—રૂષીજી, દેવીની સાથે આવી રીતે વર્તવું મહારાજને ઘટતું નથી. જ્યાં ત્યાં જે આપણનેજ દેખી રહે છે તેને છેહ દેવો એ રૂડું કામ નથી.

**નારદ**—અને તેપણ કોની સ્ત્રી? જે દેવતાઓનો કટ્ટો વેરી તેની.

**સખી**—જેના પડછાયાથી દૂર રહેવું જોઇએ તેનો સંગ કરવો.

નારદ— **मालिनि वृत्त.**

ભિલડિ પુઠળ પોતે, ઇશ જોગીશ ધાયા;
અજ મતિ થઇ ભ્રષ્ટા, જોઇ ના નીજ જાયા;
શશિ ગુરૂ કળત્રે, લોભિયા છાંડિ લાજ,
વિપરિત નિત થાએ જ્યાં ઘુમે કામરાજ. ૮૧

**સચી**—(ઘણા ઊંડા દુઃખી વિચારમાંથી જાણે બોલતી હોય તેમ) અરેરે, એમણે એમ પણ વિચાર નહિં કીધો, કે હું આ કરૂં છું તે ઘટારત છે કે નહિં.

નારદ— **अनुष्टुप छंद.**

થયો મોહે લીન ના તે, રહે રોકયો વિવેકથી;
મદીરે મસ્ત માતંગ અંકુશે વશ રે નથી. ૮૨

**સખી**—(ધીરજ આપતી હોય તેમ) દેવી, તમે શીદને શોક કરો છો ? મહારાજ આપનો તિરસ્કાર થાય એવું કંઇ કામ કરે એમ મને નથી લાગતું.

**સચી**—સ્વામિનાથ નમેરા થાય એ સંભવતું તો નથી. મુનીશ્વર તમે નજરે જોઇને આવ્યા છો ?

**નારદ**—હું અહિં આવ્યો, એટલે પાછળથી શું થયું તે હું કયાંથી જોઉં. જે હેતુથી આયુષ્માન્ પૃથ્વીઉપર ગયા છે તે મેં તો કહી દીધો, પૃથ્વીઉપર શું થાય છે તે જોવું હોય તો ચાલો હું બતાવું.

**સચી**—સખી, મુનીશ્વરે આ બહુ રૂડી વાત કહી. આપણે પૃથ્વીઉપર જઇને જોઇયે કે મહારાજ શું કરે છે.

**સખી**—હા બાઇસાહેબ, ચાલો ત્યારે, જે હોશે તે માલમ પડી આવશે.

સચી—જા, ત્યારે તું આપણે જવાની તજવીજ કરી આવ.

સખી—જેવી દેવીની આજ્ઞા. (જાય છે.)

નારદ—હે દેવી, મને બહુ માઠું લાગ્યું કે સર્વ દેવતાના અધિપતિ થઇને આયુષ્માન્ આમ કરે એ સારૂં નહિં. તેમજ એવી વર્તણુકથી તમારા દીલને કેટલું દુઃખ થશે એ વિચારથી મારા મનમાં બહુ કલેશ થયો. માટે એવું નહિં કરે તેમ ઉપાય થાય તો બહુ સારૂં એમ ધારી હું અહિં આવ્યો; કેમકે તમારાવિના એમને એવું કરવાથી કોણ વારી શકે?

સચી—હું તમારી ઘણી ઉપકારી છું.

નારદ—જો જવું હોય તો વહેલાં ચાલો. (સખી આવે છે.)

સચી—સખી કેમ છે?

સખી—દેવી, કાંઇ વિલંબ નથી; આપની આજ્ઞાનીજ હું વાટ જોઉં છું.

નારદ—ત્યારે, ઉઠો હવે જઇયે. (સઘળાં જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અરણ્ય.

ઇન્દ્ર, માતલી, ઉભા છે, અને કયાધુને રથમાં બેસાડી છે.

માતલી—આયુષ્માન્, આપ રથમાં બિરાજો તો હું રથ હાંકી મુકું.

કયાધુ—(રોતી રોતી) રક્ષણ કરો, રે કોઇ રક્ષણ કરો. હું ક્યારની પોકાર કરૂં છું તે છતાં મારી વારે કેમ કોઇ નથી ધાતું? હાય હાય, કેમ કોઇ બોલતું નથી? નિરાધાર મૃગ-

લીનું પારખી શું હરણ કરી જશે? રે મારૂં ચિત્ત ભ્રમણ થયું છે, મને કાંઇજ સુઝતું નથી કે શું કરવું? આ ઘોર અરણ્યમાં એકલી હું શું કરૂં? અહો જંગલના જનાવરો, તમે આવીને મને કેમ ચીરી નાખતાં નથી? માત પૃથ્વી, તું સતિ છતાં સતીનું દુઃખ કેમ નથી જાણતી? હજારો વસ્તુને તું તારામાં સમાવી નાખે છે તે છતાં મેં તારો શો અપરાધ કીધો કે તું મને માગ નથી આપતી? રેરે, સહુ કોઈ મારીભણી નિર્દય થઈ ગયાં છે, ઓ પ્રભુ!—

(એમ કહી ડુસકાં ખાતી થોડીવાર સુધી ચુપ થઈ જઇ વળી બોલી.)

## दोहरो.

નિર્દય જમ શિદ સદય થૈ, મરણ ન દે આ વાર;
પણ ભુલિ કયમ ગુણ તું તજે, આ ક્રૂરતાજ અપાર. ૮૩

ઇન્દ્ર—સુંદરી, તું શીદને આમ આક્રંદ કરે છે?

કયાધુ—રેરે, મને પકડી ઘસડી જાય છે ને વળી કહે છે કે શીદને આક્રંદ કરે છે! ઓ પ્રભુ!

## वसंततिलका वृत्त.

ઓ પ્રાણનાથ વસતા દુર કયાં જઇને,
દુષ્ટો પળે છ તમ પ્રાણ પ્રિયા લઇને;

---

૮૩ રે ઓ જમ, તું નિર્દય છતાં, આ વખત સદય-દયાળુ થઈ શિદ બેઠો છે? અને તું મને મૃત્યુ કેમ નથી મોકલતો? પણ રે હું તો ભુલી ગઈ; તું તારો જે સ્વભાવ તે કેમ મુકે! નજ મુકે, તેં મારા ઉપર દયા નથી આણી પણ ઉલટો વધારે ક્રૂર ઘાતકી થયો છે. એ દયા નથી પણ ઘાતકીપણું છે. કેમકે મરણ તો સારૂં.

રે સિંહ આવિ મુજને દુઃખથી મુકાવો,
ગાજે છ ભક્ષ તમતણું બળ કયાં લજાવો. ૮૪

(થોડી વાર રહીને.)

ઓ તાત હું વિલપતી તમ પુત્રી ન્યાળો,
શું સર્વ દાનવ તમે નિરમાલ્ય થાઓ;
શત્રૂ રિઝી કુળ કલંક અઘોર નાખે;
નામર્દ પણ હરણ પુત્રિતણું ન સાંખે. ૮૫

ઈન્દ્ર—ઓ રાણી, મિથ્યા આક્રંદ કરીને ખોટો દુઃખવવો એમાં શું ફળ, અહિં ગમે તેટલી બુમ પાડવામાં આવે તોપણ તે કોઈ સાંભળનાર છે ?

કયાધુ—રે તેમાંજ તમે મને અહિં દમો છો. દમો દમો જેટલું દમાય તેટલું.

માતલિ—આયુષ્માન્, એને તમે શું કરશો ? માટે હવે આપ વિલંબ છાંડો તો આપણે જઈએ.

૮૪ ઓ પ્રાણનાથ, તમે આધા કયાં જઈને બેસી છો ? તમારી વહાલી સ્ત્રીને આ દુષ્ટ લોકો લઈને જતા રહે છે. તમે સિંહ થઈને મને કેમ લઈ જવા દો છો, આવીને મને મુકાવો. મને જેઓ લઈ જાય છે તેઓ તો તમારૂં ભક્ષણ છે. તમો છતાં એ ભક્ષણરૂપ પ્રાણી ગાજી રહ્યાં છે એ શું ? તમે તમારૂં બળ કયાં લજ્જાવો છો ? એ ગાજી રહ્યા છે તેથી તમારાં બળને નીચું જોવાનું થાય છે.

૮૫ ઓ પિતાજી તમારી પુત્રી અહિં કલ્પાંત કરે છે તે તમે જુઓ ! તમે સઘળા દાનવો (દૈત્યો) નિરમાલ્ય-પુરૂષાર્થ કયાં ખોઈ બેસો છો ? જેઓ તમારા શત્રુ છે તેઓ આનંદ પામી તમારા આખા કુળમાં મોટું-અઘોર કલંક આણે છે, જેઓ નામર્દ હોય છે તેઓ પણ પોતાની છોકરીને કોઈ લઈ જાય છે તો તે સહન કરતા નથી.

ઇન્દ્ર—તું ખરૂં કહે છે; માટે લાવ હું રથમાં બેસું.

(રથમાં બેસવા જાય છે.)

કયાધુ— **સાખી.**

ખસખસ પાપી અહીંથકી, શીદ આવે મુજપાસ;
પતિવ્રત લુંટવા વ્યર્થ શું, ધરે હ્યુપી દિલ આશ. ૮૬

ઇન્દ્ર—અરેરે તું શાને ગભરાય છે? તારા મનમાં તું ખોટા વિચાર નહિં લાવ. શું તારી એમ ઇચ્છા છે, કે હું રથમાં નહિં બેશું? હું તારી પાસે નથી બેસવાનો, તું શીદને ચિંતા રાખે છે?

કયાધુ— **ભુજંગી છંદ.**

અરે ઇન્દ્ર ધિક્કાર સાચે તને છે,
વિના વાંક હું નારને તું દમે છે;
શું આવી સદા દેવની ધર્મ રીતી,
લવો સર્વથા શીદ તો અન્ય નીતી. ૮૭
અરે શૌર્ય આવાં તું તો શું બતાવે,
નથી સ્વામિ મારા, તને લાજ નાવે;
દિશે હોય તિગ્માંશુ તો હ્યુપિ જાએ,
નિશા આગિઆ જે પછીથી જણાએ. ૮૮

૮૭ અરે ઇન્દ્ર તને ધિક્કાર છે, કેમકે, હું અબળા જેણે કાંઇ વાંક નથી કીધો તેને તું દુ:ખ દે છે. શું દેવતાઓની આવીજ ધર્મ પાળવાની રીત છે? જો એમ છે તો એ નીતિ પ્રગટ નહિં કરતાં જુદીજ નીતિ શું કરવા બતાવો છો? તેનો લવારો શીદને કરો છો.

૮૮ અરે તારાં પરાક્રમ આવાંજ બતાવતો ફરે છે? મારો ધણી મારી પાસે નથી તે છતાં તું શરમાતો પણ નથી (તે હતા

સહૂ પારકી વસ્તુ લેતાંજ લાજે,
પતી સ્વર્ગનો ચોર કર્મેથિ રાજે;
પરસ્ત્રી લઇને થયો કોણ સૂખી,
કરે પાપ નિશ્ચે તને એજ દૂખી. ૮૯
શુરા હોય તે શૂરસું આથડે છે,
વિના કલીવ કો કલીવ સાથે લડે રે;
મૃગી પાસથી સિંહનું વેર લેવા,
ચહે શ્વાન તે બાલની નીચ કેવા. ૯૦

ત્યારે ક્યાં ગયો હતો.) દિશ એટલે દિવશ તિગ્માંશુ એટલે તીક્ષ્ણ જેના કીર્ણ છે એવો સૂર્ય, પ્રકાશમાન હોય છે તે વખત સંતાઇ જાય છે અને સૂર્ય અસ્ત થાય છે ત્યારે પાછળથી બહાર નીકળી આવે છે, તે નીચા—હલકા આગીઆ કહેવાય છે. (મતલબ કે હિરણ્યકશિપુ ગયા પછી તું આવ્યો છે એ હલકાપણું છે.)

૮૯ તમામ લોકો પારકી વસ્તુ લેતાં શરમાય છે અને તું તેનો તો શું પણ આખા સ્વર્ગનો ધણી થઇને ચોરી કરે છે, પણ પારકા માણસની સ્ત્રીને લઇ જઇને એવો કોણ છે કે જે સુખી થયો છે? તું મને લઇ જાય છે એ મોટું પાપ છે અને તેથી તું ખરેખર દુઃખી થયાવિના રહેવાનો નથી.

૯૦ જે ખરેખરા શૂરા હોય છે તેઓ હલકાની અથવા બીજા કોઇની સાથે લડતા નથી પણ જે શૂરા હોય છે તેઓની સાથેજ લડે છે. અને હીજડાની સામુ લડવા કોણ જાય? બીજા કોઇ નહિં, પણ જેઓ પોતે હીજડા હોય છે તેઓ (મતલબ કે તું જો ખરો શૂરો હોય તો હું અબળા સ્ત્રીનાઉપર હાથ નહિં કરે.)

ઈન્દ્ર— **હરિણીપ્લુતા વૃત્ત.**

શિદ આ કટુ વાચક તું કહે, દુઃખ નહીં લવકો તુજને ચહે;
તુજ જેવિ વિસુંદર વેલિને, કવણ તુષ્ટ થશે જન છેદિને. ૯૧

કયાધુ— **માલિનિ વૃત્ત.**

બસ કર બસ આવી તું હવે દુષ્ટ વાણી,
ભિતર ભુંડું છુપાવે બાહ્ય સૂરૂપ આણી;
અમળ કનક મ્યાને તિવ્ર છે ખડ્ગ જાણે,
ન્યુન હજિ છળ છે શું, શું મને મૂર્ખ નાણે. ૯૨

---

સિંહે દુઃખ દીધું હોય તેનું વેર શ્વાન એટલે કુતરો ગરીબડી મૃગલી એટલે હરણી પાસે લેવા માગે છે તો તેને કેટલો નીચ કહેવો? (હિરણ્યકશિપુએ દુઃખ દીધું તેની સામુ તારૂં નહિં ચાલે માટે બેશી રહ્યો, ને તેનું વેર હું અબળા સ્ત્રીના ઉપર તું કહાડે છે એ કેવી હલકાઇ?)

૯૧ તું આવાં કડવાં વચન શીદને બોલે છે, તને કંઇ પણ ઇજા કરવાની કોઇની મરજી નથી. વિસુંદર એટલે ઘણીજ શોભીતી વેલ હોય તેના જેવી તું છે. એવી શોભીતી વસ્તુને છેદીને કીયો માણસ સંતોષ પામશે? કોઇ નહિં.

૯૨ હવે બસ કર, આવી કપટ ભરેલી વાણી નહિં બોલ; બહારથી તું સારૂં સારૂં બતાવે છે, પણ તારૂં અંતઃકરણ ઘણું ભુંડું છે, તે કયાં છુપાવી રાખે છે? અમળ એટલે નિર્મળ કનક એટલે સુનાના મ્યાનમાં પ્રાણ લઇ લે એવી તરવાર જેમ છુપેલી હોય છે, તેમ તને છે—હજી છળ કરવો—મને છેતરવી બાકી (ન્યુન) છે? શું તું એમ જાણે છે કે હું કેવળ મૂર્ખ-બેવકુફ છું ને કંઇજ સમજતી નથી?

ઇન્દ્ર— हरिणिप्लुता वृत्त.

ચતુરા શિદ રોષ કરે અતી, તુજવિષે નથિ દુષ્ટ મને મતી;
ભરૂસો ધર તું મુજ વેણમાં, કપટ ગુપ્ત રહે નવ નેણમાં. ૯૩

કયાધુ—
ધરવો ભરૂસો તુજમાં ઘટે, વચતું વાણિ પ્રમાણજ લંપટે;
પલટી રૂપ ગૌતમિને છળી, દ્રગ સહસ્ત્રજ સાક્ષિ દિયે ભલી. ૯૪

માતલિ—આયુષ્માન્, જે નહિં સમજે તેની સાથે માથું ફો-ડ્યાથી શું ફાયદો!

---

૯૩ આ ચતુરા એટલે ચતુર સ્ત્રી—(મતલબ કે તું સઘળું સમજે એવી છે.) તું આટલો બધો શાને ગુસ્સો કરે છે? તારે માટે મારા મનમાં કાંઇ પણ નઠારા વિચાર નથી. તું મારા બોલવા ઉપર ભરૂસો રાખ. જો માણસના દીલમાં કપટ હોય તો તે છુપું રહેતુંજ નથી; તે તેની આંખમાં જણાઇજ આવે છે.

૯૪ (મરડાટમાં) તારા જેવા માણસ ઉપરજ ભરૂસો રાખવો જોઇયે. જેઓ લંપટ હોય છે તેઓનાંજ વચન બહુ સાચાં હોય છે—જુઠું તેઓ બોલતાજ નથી. ગૌતમીને એટલે ગૌતમ રૂષીની સ્ત્રીને, વેશ પલટી (બદલી) ને તેં છેતરી, એનું પ્રમાણ શું જોઇએ છીએ? તારા શરીરઉપર હજાર આંખ છે, તે વાતની ખરેખરી શાબીતી કરી આપે છે. (ગૌતમરૂષીની સ્ત્રી અહલ્યાઉપર ઇન્દ્ર મોહિત થઇ ગયો હતો, તેથી તેણે ગૌતમરૂષીનું રૂપ લઇને રૂષીની ગેરહાજરીમાં અહલ્યાને છેતરીને, તેની સાથે સંભોગ કર્યો. તેથી, તે વાત જયારે ગૌતમે જાણી ત્યારે ઇન્દ્રને શાપ દીધો કે તારે શરીરે હજાર યોની થજો. તે પ્રમાણે તર્ત થયું. ઇન્દ્ર પછી બહુ કાલાવાલા કરવા લાગ્યો, ત્યારે પછી રૂષીએ કૃપા કરી તેની હજાર આંખ કરી નાખી.)

ઇન્દ્ર—સારથી, એ આ પ્રમાણે બોલે છે તેમાં જરા આશ્ચર્ય પામવા જેવું નથી. એના દીલમાં અત્યંત દુઃખ થતું હશેજ, અને દુઃખનીમારી એ એપ્રમાણે બોલે તે ઉપર આપણે લક્ષ નહિં આપવું જોઇએ.

કયાધુ—મહારાજ, તમે આ પ્રમાણે સમજો છો તે છતાં મને શાને પકડી રહ્યા છો? મારા જીવને કેટલું દરદ થાય છે તે, રે, હું લાચાર છું કે મારાથી નથી બતાવી શકાતું.

ઇન્દ્ર—મારૂં હૈયું કંઇ વજ્રનું નથી. કેટલું દુઃખ થતું હોશે તે હું સારી પેઠે સમજી શકું છું અને તેથી દયા ખાઉં છું.

કયાધુ—અરેરે તમને દયા આવ્યા છતાં તમે મને કેમ નથી જવા દેતા? મહારાજ, મેં આપનો કાંઈ અપરાધ કીધો હોય તો ક્ષમા કરો. મારો જીવ ભ્રમણમાં છતાં મારાથી જે કાંઇ બોલાયું હોય, તે ઉપર તમારે વિચાર કરવો નહિં જોઇએ.

ઇન્દ્ર—તે ઉપર હું વિચાર કરતોજ નથી.

કયાધુ— **લલિત છંદ.**

ફરિ ફરી હું તો પાય લાગું રે, પ્રભુ મુકો મને એજ માગું રે;
જિવત દાનથી એ વિશેષ છે, કદિ ન એ રૂણેથી છુટીશરે. ૯૫
અધમ પ્રાણિની પ્રાર્થના ફળે, મુજસરીખિ નિર્મૂખ શું વળે,
સુર સહૂ દયાથી વિરાજતા, અધિપતી તમે યોગ્ય છાજતા. ૯૬

૯૬ જે હલકામાં હલકા પ્રાણીઓ હોય છે, તે તમારી પ્રાર્થના કરે છે તો તેના ઉપર તમે કૃપા કરો છો, અને તેનું માગેલું આપો છો; તે છતાં મારા જેવી તમારા કાલાવાલા કરે છે તે છતાં તેને શું વીલીલે મહોડે પાછી મોકલશો ? સઘળા દેવતા શોભે છે, શા વડે? દયાથી. અને સર્વ દેવતાના તમે તો ઉપરી છો. એ પણ વ્હટારતજ છે. (મતલબ કે તમે પણ ઘણાજ દયાવાળા છો.)

પિડિત છું ઘણી ગર્ભ ભારથી, ઉચરૂં શું મરી જાઉં લાજથી;
ગતિ નથી વધુ શું કહૂં કથી, ગઇછ છેક હાંફી હું શ્વાસથી. ૯૭

(એમ કહી ગતિ ભંગ થઈ જઈ ઘોડાવાર લગી મુગી રહે છે. ઇન્દ્રે કાંઈ જવાબ નહિં દીધો ત્યારે ઘોડાવાર પછી).

નિરખિ નીચ નારીની આ સ્થિતી, સદય થાય છે દુષ્ટની મતી;
જગત નાથની પત્નિ ટળવળે, સુરપતી દયા તોય ના ધરે. ૯૮

**ઇન્દ્ર**—અરે આવાં વચન સાંભળી મારૂં હૃદય ભેદાઇ જાય છે, પણ શું કરૂં ? લાચાર છું.

**કયાધુ**—

ઘટિત કૃત્ય શું આ લહો તમે, નહિં નહીં ભુલો દેવ કો સમે;
લહુંછ દોષ એ દૈવનો અતી, ભ્રમિત જે તમારી કરે મતી. ૯૯

(એટલાંમાં આગ્રે સચી અને સખી આવે છે.)

**સચી**—નારદજી બ્હાનું કહાડી સટકી ગયા ?

**સખી**—નારદ જાઇને કહી આવ્યા હશે એમ મહારાજ રખેને જાણશે, એટલા માટે તેઉ જતા રહ્યા.

**સચી**—તે તો આ અરણ્યમાં આપણને મુકીને ચાલ્યા ગયા.

**સખી**—અને જગા પણ એજ બતાવી તો; પણ અહિં તો કોઇજ જણાતું નથી.

**સચી**—ત્યારે હવે આપણે કયાં જઇશું ? (થોડી વારે) પણ રાખ (કાન દઇને) આટલામાં કોઇ સ્ત્રીનો શબ્દ સંભળાય છે. જોની તું કાન દઇને સાંભળ-તને સંભળાય છે કે નહિં ?

**સખી**—(કાન દઇને સાંભળે છે) હા દેવી, કંઇ અવાજ આવે છે ખરો. ઘણોજ ઉદાસ, દલગીરી ઉપજાવે એવો સૂર સંભળાય છે.

સચી—ચાલ આગળ, આપણે ત્યાં જઇ જોઇયે કે શું છે.

સખી—જેવી તમારી આજ્ઞા.

(બંને આગળ ચાલે છે. થોડે લગી જઇને અટકે છે.)

સચી—સખી, પણે કોઇ માણસો હોય એમ જણાય છે; નહિં વારૂ ? (બંને ધારીને જોય છે.)

સખી—દેવી, ખરી વાત કહો છો, એ તો મહારાજ પોતેજ છે.

સચી—મને એમજ લાગે છે. અને શોકાતુર શબ્દ પણ અહિંથીજ આવે છે.

સખી—આપણે એમ જઇશું તો મહારાજ દેખશે અને પછી તેમનો ખરો હેતુ જણાશે નહિં-માટે તેઓ પેલી ઝાડી આગળ ઉભેલા છે તે ઝાડી પાછળ શરીર ગુપ્ત રાખી આપણે ઉભા રહીશું તો બધું જણાશે.

સચી—પ્રિયસખી, તું બરાબર કહે છે. માટે ચાલ એમજ કરીએ. (બંનેજણ આગળ ચાલે છે.)

સચી—સખી, હવે તો ધીરેધીરે શબ્દ પણ સંભળાય છે.

સખી—દેવી આપ બોલશો તો મહારાજ ચેતી જશે કે કોણ છે, માટે છાનામાના ચાલો આપણે તહાં જઇ ઉભાં રહીયે.

સચી—હા, એ વાત તું ખરી કહેછે. ચાલ.

(બંને ઝાડીપાછળ જઇ ગુપ્ત થઇ ઉભાં રહેછે.

કયાધુ—અહો સુરપતિ, તમે કેમ કંઇ દયા નથી લાવતા ? અરેરે આવી સ્થિતિમાં આવી પડી છું તેના કરતાં તો હું મુઇ હોત તો વધારે સારૂં ! ઓ મારી માતા ! ઓ જનની ! આવું દુઃખ ખમવાને તેં મને શીદને જન્મ આપ્યો.

સચી—સખી, નારદે કહ્યું તે ખરૂં લાગે છે, પણ એ સ્ત્રી તો આમ કહે છે ત્યારે શું દેવ એનાઉપર પોતાનું બળ વાપરશે ?

**સખી**—દેવી જુઓ જુઓ મહારાજ શું કહે છે તે તો સાંભળો.

**ઇન્દ્ર**—અહો રાણી, મિથ્યા શાને ક્લેશ કરે છે? વારે વારે શું કહું કે તને દુઃખ દેવા હું નથી ઇચ્છતો.

**કયાંધુ**—મહારાજ, તમે દુઃખ નથી દેતા તો આ શું કરો છો? મને ક્યાં લઇ જાઓ છો?

**ઇન્દ્ર**— **शार्दुलविक्रीडित वृत्त.**

રાણી દુઃખ ઘડી ઘડી શિદ લવે, મિથ્યા વિચાર્યાવિના;
નાખું શું દરિયે અઘોર રણમાં, કિંવા તને બેડિમાં;
સ્થાઇ સૂખ અનૂપમો જહિં વસે, જે વ્યર્થ ઇચ્છે સહૂ;
રોએ સ્વર્ગ મળે છતે સહજ તે, આશ્ચર્ય પામૂ બહૂ. ૧૦૦

**સચી**—(રોષથી) નિર્લજ, એને સ્વર્ગમાં લઇ આવવી છે કેમ!

**સખી**—મહારાજ, તમે નથી જાણતા કે અહિં દેવી ઉભાં રહિને બધું સાંભળ્યાં કરે છે?

**કયાંધુ**— **वसंततिलका वृत्त.**

રે સ્વર્ગને શું હું કરૂં થઇ સ્થાન ભ્રષ્ટ,
નિશ્ચે મરીશ અચિરે, સહિ દેહ કષ્ટ;

**ઇન્દ્ર**—અરે તારી અમે ત્યાં અત્યંત સંભાળ લઇશું. પછી?

---

૧૦૦ છેલી બે લીંટી-જે જગાએ અનુપમ એટલે જેનાં જેવાં બીજે કાંઇ નથી તેવાં સુખ સ્થાઇ એટલે નિરંતર રહેલાં છે, અને જે જગા પામવાને સઘળાઓ ફોગટ આશા રાખે છે એટલે આશા રાખે છે પણ મળતી નથી; તેવી જગા-તેવું સ્વર્ગ તને શ્રમવિના સહેજમાં મળે છે, તે છતાં તું ક્લેશ કરે છે તેથી હું વિસ્મય થાઉં છું.

કયાધુ— રોપ્યો ઉખેડિ બળથી સ્થળ અન્ય છોડ,
જાએ સુકાઇ મરિ તે છતિ રક્ષ કોડ. ૧૦૧

ઇન્દ્ર— **ગીતીવૃત્ત.**

પથ્થર માટી માંહે, રત્ન રહેલું લિધું ખણી ધરતી;
કનક રચિત માળામાં, મંડિત થાતાં દિપે વિશેષ અતી. ૧૦૨

**સખી**—હા, હા, મહારાજ એનેજ હૈડાનો હાર કરીને રાખવી જોઇએ.

**સચી**—પ્રિય સખી, મારાથી આ સહન થતું નથી, લાવ હું તો પ્રગટ થાઉં છું.

**સખી**—દેવી જરાએક ધીરજ રાખો, જુઓ તો ખરાં મહારાજના લક્ષણ, હજી જોઇએ શું કરે છે?

**કયાધુ**—અહો સુરપતિ આવું હાસ્ય કરવું ઘટારત નથી. બિલાડીને હસવું છે પણ ઉંદરનો તો જીવ જાએ છે.

ઇન્દ્ર—સ્વર્ગમાં તું જ્યારે નાનાપ્રકારનાં સુખ ભોગવીશ ત્યારે આવું નહિં બોલે.

**કયાધુ**—રે પ્રભુ, મારૂં ત્યાં કોણ? મારી ત્યાં શી વલે થશે?

---

૧૦૧ એક જગાએ જે છોડ રોપેલો હોય તેને ત્યાંથી જોરથી-બળ કરીને ઉખેડી નાખીને લીધો, અને બીજી જગાએ રોપ્યો તો તે છોડ તેની ગમે તેટલી રક્ષા કરો-ગમે તેટલી તેની સંભાળ રાખો તોપણ સુકાઇને મરી જશે.

૧૦૨ રત્ન પૃથ્વીમાં પથ્થર તથા માટી સાથે મળેલાં હોય છે તેને તેમાંથી કહાડીને જો સુનાની બનાવેલી માળામાં બેસડાવ્યું હોય તો તે માળામાં તે વધારે શોભી રહે છે.

ઇન્દ્ર—હજારો દાસિયો તારી સેવામાં રહેશે, રાજ્યમંદીરમાં મારી સ્ત્રી સચીની સાથે તને રાખીશ અને તે બરદાશ કરશે.

સચી—(ક્રોધમાં) સખી હવે તો હું નહિં રહું.-

(એમ કહી જુસ્સાથી તે આગળ આવે છે અને તે અને તેની સખી બન્ને પ્રગટ થાય છે.)

સચી—(રોષથી) ઘણુંજ સારૂં, મહારાજ ઘણુંજ સારૂં, એટલુંજ કરવું હવે બાકી રહેલું છે.

ઇન્દ્ર—(આશ્ચર્ય પામીને) અહો દેવી, આ શો કોપ? મેં એવો શો અપરાધ કીધો છે કે જેને માટે મારે આવાં વચન સાંભળવાં પડે છે?

સચી—મહારાજ તમે આ શું બોલો છો?

ઇન્દ્ર—સારથી, દેવી આ શું કહે છે તેની મને કાંઇ સમજણ પડતી નથી.

માતલિ—દેવી અપરાધ ક્ષમા કરો પણ આટલા બધા રોષનું શું કારણ છે તે તો કહો? ક્યાંથી તમે અહિં આવી ચડ્યાં.

કયાધુ—અહો ઇન્દ્રાણી, નિરાધાર પ્રાણીનું રક્ષણ કરો, રક્ષણ કરો.

ઇન્દ્ર—આવાં અરણ્યમાં, દેવી, તમારે આવવું ઘટારત નથી.

સચી—મહારાજ હું મોટી અપરાધી છું કે હું અહિં આવી. મારા આવવાથી તમારાં ઇચ્છિત કાર્યમાં ભંગ થાય છે.

ઇન્દ્ર—દેવી આવું તમને બોલવું ઘટતું નથી. મેં શો અપરાધ કીધો છે?

સચી—મહારાજ મને શીદને બોલાવો છો? હું સઘળું જાણું છું.

સખી—દેવી ગુપ્ત રહીને સઘળું ક્યારનાં સાંભળતાં હતાં.

ઇન્દ્ર—અરે સાંભળતાં હતાં તેમાં શું થયું? સાંભળતાં હતાં તો વધારે સારૂં. હું એવું કાંઇ પણ નથી બોલ્યો ને મેં એવું કાંઇ પણ નથી કીધું, કે જે હું દેવીની સમક્ષ ફરી બોલવાને અને કરવાને આચકો ખાઊં. દેવી તમારે રોષ કરવાનું કંઇ પણ કારણ નથી.

સચી—મહારાજ કારણ અહિં પ્રત્યક્ષ છતાં, તમે આવું અસત્ય કહો છો તે સાંભળી હું આસ્ચર્ય પામું છું.

ઇન્દ્ર—રે શું તમે કયાધુને માટે કહો છો? ઓ રાણી, મેં હજી સુધી કંઈ પણ કુદૃષ્ટિ કીધી છે?

કયાધુ—મહારાજ, ત્યારે તમે મને શીદને જવા દેતા નથી? મને લઇ જવામાં તમને શો લાભ છે?

સચી—મહારાજ સાંભળો, એ શું કહે છે? પરસ્ત્રીનું બળાત્કારે હરણ કરવું એ તમારૂં ભૂષણ નથી.

કયાધુ—ઓ દેવી, હું આપના સ્વામિના ક્યારના કાલાવાલા કરૂં છું કે મને જવા દો, પણ એમને દયા નથી આવતી. દૈવને મારાઉપર દયા આવી હશે તેથીજ તમને અહિં મોકલ્યાં છે.

ઇન્દ્ર—અહો કયાધુ, હું ક્યારનો નથી કહેતો કે તને કંઇ પણ દુઃખ દેવાને હું ઇચ્છતો નથી, તને કંઇ પણ ઇજા કરવાની મારી ઇચ્છા નથી.

સચી—મહારાજ કોઇ પારકી સ્ત્રીને દુઃખ દેવાને લાવેજ નહિં. તમે એ પ્રમાણે કહ્યું હોશે, એમાં મને જરા સંશય નથી.

ઇન્દ્ર—જ્યારે સીધું કહેતાં અવળું માની લેવામાં આવે છે ત્યારે હવે ઇલાજ નથી. દેવી જો તમને એમજ લાગે છે, અને

મારા બોલવા ઉપર વિશ્વાસ નથી, તો હું તમારી પાસે માગું છું કે મારો અપરાધ ક્ષમા કરો.

**સચી**—મહારાજ ક્ષમા તમારે માગવાની નથી મારે માગવાની છે, કેમકે તમને માઠું લાગે એવાં વચન ક્રોધના આવેશમાં મારાથી કહેવાઇ ગયાં છે. પ્રિય સખી, ચાલ આપણ જઇએ, અહિં વધારે ઉભાં રહેવાનો આપણો ધર્મ નથી.

**કયાધુ**—અહો દેવી, તમે પણ મને મુકીને જશો? સ્ત્રીને સ્ત્રીની દયા નહિં આવશે તો બીજા કોને આવશે? તમે મને આશા ભંગ કરીને કયાં જાઓ છો, તમે મારી આ અવસ્થા તો જુઓ; હું લાજે મરૂં છું તમે મારો છુટકારો નહિં કરશો તો કોણ કરશે? અરેરે હું તમને ખોળો પાથરૂં છું, તમને પગે લાગું છું, મારા ઉપર કૃપા કરો. નિરાધાર ફસેલી હરણીને સહાય થયાવિના જતા રહેવું, એ તમારો ધર્મ નથી.

**સચી**—મહારાજ કહે છે કે હું દુઃખ દેવાને ઇચ્છતો પણ નથી. નિરાધારનું રક્ષણ કરવામાં એઓ મહાપરાક્રમી છે એટલે કંઇ ચિંતા કરવા જેવું નથી—સખી, ચાલ.

(ઇન્દ્રાણી તથા સખી જવા માંડે છે.)

**ઇન્દ્ર**—(તેનો છેડો પકડી અટકાવીને) પ્રાણપ્રિયા, મારેવિષે ખોટો વિચાર ધારણ કરીને હું તને અહિંથી જવા નહિં દઊં. તને વિશ્વાસ નથી આવતો, તો તું કહે તેના સમ ખાઇ કહેવા તૈયાર છું, કે મેં એનાઉપર લેશમાત્ર પણ કુડી દૃષ્ટિએ જોયું નથી.

**સચી**—મહારાજ તમને હું સમ શાને ખવાડું? તમને જેમ સારૂં લાગે તેમ કરવાને તમે મુખત્યાર છો.

ઇન્દ્ર— **ગીતીવૃત્ત.**

જો મન વાચા કર્મે, ધર્મ ચુકી મેં ધરી કુડી આશ;
બ્રહ્મહત્યાદિક મોટાં, પાપે શિઘ્રે થજો હું અહિં નાશ. ૧૦૩

**માતલિ**—ક્ષમા, મહારાજ, ક્ષમા, શાંત થાઓ, શાંત થાઓ.

**સચી**—મહારાજ, ક્ષમા કરો, તમારાં શાણપણને આ વર્તણુક શોભા આપતી નથી.

**સખી**—દેવી, કોઇ આવતું હોય એમ જણાય છે, માટે અહિંથા ઉતાવળ કરો. મારે કાને મધુર શબ્દ સંભળાયા તેથી હું કહું છું. (કાન દઇને) જુઓ સાંભળો જાણે મધુર ગાયન થતું હોય એવો શબ્દ આવે છે. શબ્દ ઉંચે થાય છે.

(બધા ઊંચે જુએ છે)

**માતલિ**—અહો એ તો વીણાધારી નારદમુની આવે છે.

(નારદ આવે છે.)

**સખી**—(એકાંતે) રૂપી કેવા પહોંચેલા છે. અમારી સાથે આવે તો સુરપતિ જાણે કે એણેજ બધું તોફાન કીધું હોશે તેથી અમને બહાનું બતાવી જતા રહ્યા, અને હવે ધીરેધીરે ડાહ્યાડમરા થઇને આવે છે.

**ઇન્દ્ર**—મહર્ષી, હું નમસ્કાર કરૂં છું.

**સચી**—મુનીશ્વર, હું વંદન કરૂં છું.

**કયાધુ**—રૂષીરાજ, હું સાષ્ટાંગ દંડવત કરૂં છું. (એકાંતે) એના આવવાથી મારૂં મન ઘણું ધીરજ પામે છે તેથી મને લાગે છે, કે પારધીને હાથે ચડેલી પોપટીને એ મુકાવશે.

**નારદ**—અહો સુરપતિ, આ શું કુતુહળ થઇ રહ્યું છે?

**સખી**—(સચીને એકાંતે) જો એતો કાંઇ જાણતાજ નથી?

ઇન્દ્ર—હું શું કહું? તમને કંઇ અજાણ્યું નથી.

નારદ—અહિં તો હું હમણા આવું છું, ને હું શું જાણું?

ઇન્દ્ર—તમારી તપશ્ચર્યાનાં બળથી તમને સઘળું સાક્ષાત દેખાઇ આવે છે.

નારદ—દેવેન્દ્ર હું બહુ આશ્ચર્ય પામું છું કે અહિં તમે કયાંથી, ઇન્દ્રાણી કયાંથી, અને આ હિરણ્યકશિપુની રાજપત્ની કયાધુ, તે અહિં કયાંથી?

ઇન્દ્ર—સાચું કહેતાં જુઠું મનાય છે, અને અર્થનો અનર્થ થાય છે, એટલે હું કાંઇ કહેવાને શકિતમાન નથી.

નારદ—દેવી, ત્યારે તમે કહોની આ શું છે?

સચી—(મનમાં) જાણીને મને પુછે છે એટલે કડવી હું થાઉં. (પ્રગટ) રૂષીજી, હું પણ અહિં થોડાવારથીજ આવી છું, તેથી હું શું જાણું?

કયાધુ—નારદજી, કોઇ નથી કહેતું તો મારે તમને કહેવું જોઇયે. કેમકે તમારા પધારવાથી મારા જીવને મોટી શાતા વળી છે. તમે દુઃખમાંથી મને મુકત કરશો, એમ મારૂં મન સાક્ષી પુરે છે.

નારદ—અરે કયાધુ, તું શું કહે છે? ઇન્દ્ર સરખા પાસે છતાં દુઃખ કોને હોય?

કયાધુ—એમની પાસે છું, એજ દુઃખ છે.

નારદ— તોટક છંદ.

નિત વેનુ અને અબળાનૂં કરે, પ્રભુ રક્ષણ એ, તું મૃષા ઉચરે;
વિપરીત મહાપુરૂષોનું કહે, જન કો પણ જકત ન સાચું લહે. ૧૦૪

કયાધુ—અરે તમે પણ એમ શું કરો છો? હું એમની પાછળ

નથી કહેતી. શત્રુની સ્ત્રીને દુઃખ દેવાને નહિં તો બીજા શા કારણને માટે કોઇ લઇ જાય? હું પિયર જતી હતી તે મને અટકાવી મારાં માણસોને મારી નાખ્યાં, અને હવે મને અહિંથી પોતાને ત્યાં તેડી જવા મહારાજ ઇન્દ્ર તૈયાર થયા છે.

**નારદ**— (સચી અને તેની સખી સાંભળે તેમ, પણ બીજા કોઇ નહિં સાંભળે એવી રીતે.) ઇન્દ્ર મોહિત થાય એમાં શું નવાઇ! એનું શું સુંદર રૂપ છે!

(ઇન્દ્રને) **અનુષ્ટુપ.**

સુર પત્ની સખેનું શું, માન શિઘ્ર ઉતારવા;
પૃથ્વીથી આ પદ્મ મુખી, અહો સ્વર્ગે લઇ જવા. ૧૦૬

**ઇન્દ્ર**—સારથી રથ જરા દૂર રાખ, હું બરો ભેદ નહિં બોલું ત્યાં સુધી મારા અંતઃકરણની નિર્મળતાં કોઇ જાણવાનું નથી.

**માતલિ**—જેવી દેવની આજ્ઞા. (રથ દુર લઈ જાય છે.)

**કયાધુ**—પોતાનો સ્વાર્થ સાધવાને રૂપીને ગમે તેમ સમજાવી નાખશે. મારા દેખતાં અસત્ય નહિં કહેવાય, માટેજ મને દૂર કહાડી.

**સચી**—મહારાજ હું પણ આજ્ઞા લઊં છું.

**ઇન્દ્ર**—દેવી મારી સંપૂર્ણ ઇચ્છા છે કે તમે સઘળું સાંભળો.

**સચી**—તમારી આજ્ઞા ઉલંઘન કરીને જવું, એ પણ પાપ છે.

**ઇન્દ્ર**—નારદજી, હું જાણું છું કે સહુને વહેમ આવે એવો બનાવ બન્યો છે. હિરણ્યકશિપુ જેની સાથે આપણે અત્યંત વેર તેની સ્ત્રી, તે વળી આવી અત્યંત સુંદર, અને તેનું મેં હરણ કીધું, એ સઘળી વાત મારી વિરૂદ્ધ જાય છે.

**નારદ**—આપ શાણા છો એટલે સઘળું સમજોજ. કોઇનું ભીતર બહાર કાંઈ જોઇ શકતું નથી તેથી કૃત્ય ઉપરથી હેતુનું અનુમાન લોકો કરે છે.

**ઇન્દ્ર**—પણ મુનીશ્વર કેટલાંક કૃત્યો દેખાઇતાં દોષ ભરેલાં હોય છે પણ તેનો ખુલાસો થયેથી કેવળ નિર્દોષ જણાઈ જાય છે.

**નારદ**—પ્રસંગનો સમુહ જે વાતની સાક્ષી પુરે છે, તે વાત ક્વચિતજ ખોટી પડે છે; પણ પ્રત્યેક સમયે એવી સાક્ષી ભુલાવતી નથી, એમ તો મારાથી નહિં કહેવાય.

**ઇન્દ્ર**—ત્યારે હું કહું છું તે સાંભળો. હિરણ્યકશિપુને એના ભાઇનું વેર લેવાને માટે આટલું બધું સુર ચડ્યું છે. એ મંદ્રાચળપર્વતનેવિષે તપ કરવા ગયો છે અને એની સ્ત્રી ગર્ભવતી છે.

**નારદ**—પછી?

**ઇન્દ્ર**—હિરણ્યકશિપુ અત્યંત દેવતાઓને દમશે. અને એની સ્ત્રીને પુત્ર પ્રસવ થશે, તે જો રાક્ષસકુળમાં ઉછરી મોટો થાય, તો તેપણ દેવતાઓની સાથે વેર રાખી વર્તે.

**નારદ**—(સચી ભણી જોઇને) એઠ ખરી વાત કહે છે. બાળકપણમાં છોકરાંઓને જો સારી નીતિ શીખવી હોય તો મોટપણે સારાં નીવડે, ને તેની જો તે વખતે યોગ્ય સંભાળ નહિં રાખી તો પાછળથી બગડે. બાલ્યાવસ્થામાં જે છાપ મન ઉપર પડે છે તે કદી ભૂસાઈ જતી નથી.

**ઇન્દ્ર**—અને એજ કારણને માટે હું કયાધુને સુરલોકનેવિષે લઇ જવાની ઇચ્છા રાખું છું. મારે તેનું કાંઇજ કામ નથી પણ

તેને જે પુત્ર પ્રસવ થશે તે જો સુરલોકમાં ઉછરી મોટો થાય તો રાક્ષસ વૃત્તિ તેની થાય નહિં.

**સચી**—મહારાજ મારો અપરાધ ક્ષમા કરજો, તમારો આવો સારો હેતુ છે એ જાણ્યાવિના, વિનાવાંકે મેં તમને જે કઠોર વચન કહ્યાં તેને માટે હું શરમાઉં છું; હવે હું સઘળું સમજી.

**ઇન્દ્ર**—પ્રાણપ્રિયા, તારાં આવાં વચન મારા અંતઃકરણમાં નવું રૂધિર આણે છે.

**સચી**—જ્યારે હું બરાબર સમજી, ત્યારે હવે મને માલમ પડે છે કે ઝાડીની પાછળ ગુપ્ત રહીને, મેં કયાધુ પ્રત્યે તમારા જે જે શબ્દ સાંભળ્યા હતા, તેમાંનો એક પણ અયોગ્ય નોતો.

**નારદ**—મહારાજ, તમે જે વિચાર કીધો છે તે ઘણોજ યોગ્ય છે, પણ એને સ્વર્ગે લઇ જતાં નાનાપ્રકારની વાર્તાઓ ચાલશે માટે જો કાંઇ હરકત નહિં હોય તો હું એને મારી સાથે લઇ મારા આશ્રમનેવિષે રાખું. એને જે પુત્ર થશે તે ઇશ્વર ભક્ત થાય તેને માટે હું ઘટતી યોજના કરીશ.

**સચી**—રૂષીજી, આપે એ વિચાર ઘણોજ રૂડો કીધો છે. સ્વર્ગ લોકમાં જઇને રહેતાં કયાધુને પણ મોટો સંતાપ છે. માટે સ્વામિનાથને જો વાંધો નહિં હોય તો એમજ કરો.

**ઇન્દ્ર**—નારદજી, મને એમાં શું વાંધો હોય? આપના જેવા મહાત્માને સોંપણ કરવામાં એવો કોણ મૂર્ખ હોય કે આચકો ખાય. માટે એમજ કરો.

**સચી**—ત્યારે રથ પાછો અહિં મંગાવો.

**ઇન્દ્ર**—હં, મંગાવો.

**સખી**—લાવોની હું બોલાવું. (એમ કહી માતલિને બોલાવે છે.)

(માતલિ રથ પાછો હાંકી લાવે છે.)

**નારદ**—(કયાધુને) રાણી, તું શાંત થા, તને દુઃખ થાય એવું કરવાની મહારાજ ઇન્દ્રની પણ ઇચ્છા નથી.

**કયાધુ**—નારદજી, મને એ સ્વર્ગે પોતાને મંદીર લઈ જાય છે તે કરતાં મને અહિં મારી નાખે તો વધારે સારૂં.

**નારદ**—વારૂ સ્વર્ગે નથી જવું તો ભલે, મારે આશ્રમે તું આવીશ?

**કયાધુ**—ત્યાં તો હું ખુશીથી આવીશ.

**ઇન્દ્ર**—દેવી, તમો વિમાન લાવ્યાં છો?

**સચી**—હા મહારાજ, હું ને સખી બન્ને વિમાનમાંજ બેશીને આવ્યાં છેએ. ઓ પણે તે રહેલું છે.

**ઇન્દ્ર**—સારથી, નારદજીને આશ્રમે તું એને મુકીને આવ. હું દેવીના વિમાનમાં દેવીની સાથેજ જઇશ.

**માતલિ**—જેવી આપની આજ્ઞા.

**સખી**—નારદજી, ત્યારે આપ પણ રથમાંજ બેશીને પધારોની.

**સચી**—હા રૂષીજી, એમજ કરો.

**નારદ**—તમો સહુનો કલેશ મટ્યો તે જોઈ હું બહુ સંતોષ પામ્યો છું. કલ્યાણ થાઓ દેવેન્દ્ર, કલ્યાણ થાઓ દેવી.

(એમ કહી રથમાં બેસે છે ને રથ જાએ છે.)

**ઇન્દ્ર**—પ્રાણેશ્વરી ત્યારે હવે આપણે પણ જઇશું?

**સચી**—પ્રાણનાથ, હવે આપણને અહિં શું કામ છે કે થોભીએ?

ઇન્દ્ર— **शार्दुलविक्रीडित वृत्त.**

ઝાંખી રોષવિષે રતી થઈ છતે, સદ્‌બુદ્ધિ જ્યાં ભાસતી;
નેત્રેથી ઝરતાં અમી, પ્રફુલતા, પામી સવિલાસથી;
ગ્રિષ્મે તપ્ત વિશેષ વેલિ થઇ તે, વર્ષારૂતુ આવતાં;
વારી મેઘનું વર્ષતાં ખિલિ રહે, અંકૂરથી શોભતાં. ૧૦૬

(બધાં ત્યાંથી જાય છે.)

## त्रीजो अंक समाप्त.

---

૧૦૬ રોષ એટલે રીસ-કોપ-થાય છે તેથીકરીને રતી એટલે પ્રીતિ ઝાંખી થઇ જાય છે, પણ જ્યારે રીસ મટી જાય છે અને સારી બુદ્ધિ સુઝે છે એટલે વિવેક આવે છે ત્યારે, સ્ત્રીપુરૂષના અન્યોઅન્ય નેત્રમાંથી અમી એટલે અમૃત ઝરે છે, નીકળે છે, અને તેમ થાય છે ત્યારે પ્રીતિ, સવિલાસથી એટલે વિલાસ સહિત પ્રફુલતાને પામે છે, એટલે પ્રીતિ વિશેષ પ્રકાશી નીકળે છે, અને નાનાપ્રકારના વિલાસ થાય છે; કોની પેઠે તો કે એક વેલીની પેઠે-ગ્રીષ્મે એટલે હુનાળામાં, તપ્ત એટલે તાપથી તપેલી, જાણે કરમાઈ જશે એવી થયલી કોઇ વેલી હોય, તે જ્યારે વર્ષારૂતુ બેસે છે ત્યારે મેઘનું વારી એટલે વાદળાંનું પાણી વરશે છે, ત્યારે એકદમ ખીલી નીકળે છે, અને તે કેવી રીતે ખીલે છે, તો કે અંકુરથી શોભતી, અંકુરો પ્રગટ થાય છે એટલે ખીલે છે એટલુંજ નહિં પણ અંકુર પણ પ્રગટે છે.

# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ--જંગલનો એક ભાગ.

સુબાહુ જોગી-તપસ્વીનો વેશ લઇને આવે છે.

સુબાહુ— માલિની વૃત્ત.

અતિશય કપરૂં આ, કાર્ય આવી પડ્યું છે,
કરમ કુટિલ દૈવે દુઃખ સાથે જડ્યું છે;
મરણ ભયથિ વાર્યા, ઇન્દ્રનાં શસ્ત્ર જ્યારે,
વનચર મુખ માંહે, જો જવું થાય ત્યારે. ૧૦૭
વિષમ શર ધસ્યું તે ચૂકવી પક્ષિ ઉડ્યું,
કયમ કરમ મુકે રે પારધી પાશ મૂડ્યું;
ભવિષ અકળ છે હું શું કરૂં છું વિચાર;
પરવશ નિજ કાર્યે ક્યાં કરૂં વ્યર્થ વાર. ૧૦૮

---

૧૦૮ વિષમ-ક્રૂર, જેના જેવું બીજું નહિં તેવું શર-બાણ-તીર જોરથી મારેલું આવે છે તે જોઇ પક્ષી તેને ચુકવી ઉડી જાય છે. પોતાને નહિં વાગે માટે ચુકાવે છે; ત્યાંથી ઉડ્યું પણ તે ક્યાં આવી પડે છે? પારધીની પાશ એટલે નાખેલી જાળ છે તેમાં. કરમ, ગમે તે કરો પણ કોઇને મુકતું નથી. ભવિષ-એટલે ભવિષકાળ-અત્યાર પછી શું થવાનું છે તે અકળ છે કોઇ જાણી શકતું નથી. ત્યારે હવે વિચાર હું શું કરૂં છું. જે કામ કરવું છે તે ઢીલાવના ચાલવાનું નથી કેમકે પરાધીન છું, માટે હવે વાર લગાડવી એ વ્યર્થ-ફોગટ છે.

માટે જવુંજ—પણ હું ક્યાં જઇશ? મંદરાચળપર્વત કંઇ અહિં છે? ત્યાં કોઇ દહાડો હું ગયો પણ નથી, પણ સાંભળ્યું છે ખરૂં કે જગા ઘણી વિકટ છે. ત્યાં ગયલો કોણ જીવતો પાછો આવ્યો છે? માટે મારી તો હિમ્મત નથી ચાલતી. જાણી જોઇને વાઘના મોમાં પડીએ તો પછી કેમ ઉગરીયે? બળતી આગમાં ઝંપલાવે તે કેમ જીવતો રહે? એવું કરીને જે વિપત્તિમાં આવી પડે વા મરણ પામે તેમાં દૈવ શું કરે? દોષ પોતાનો ને પોતાનો, હાથેવતી માથું કાપે તેનો કોઈ હાથ ઝાલે છે? અને તેમાં દૈવનું શું ચાલે? (થોડીવાર રહીને) એ કાંઇ ડહાપણનું કામ નથી. ત્યાં જવું એ તો કેવળ મૂર્ખાઇ છે. ત્યાં જાઊં છું કે નહિં તે કોણ જોવા આવનાર છે? કોઇ પણ રીતે કામ કરીશ એટલે બસ છે? ઠીક છે એમજ કરવું. મને કંઈ મારો જીવ અળખામણો નથી. અને કોને અળખામણો હોય છે? કેટલાંક માણસો એમ કહે છે ખરાં કે મોત આવે તો બહુ સારૂં, પણ મોત આવે છે ત્યારે તો જરા ગમતું નથી. હવે મને કાંઇ દહેશત જેવું નથી. (એમ કહી પોતાના શરીર ઉપર નજર નાખી જુવે છે) હું નથી ધારતો કે હવે મને કોઇ ઓળખે. રૂપ કેવળ બદલાઇ ગયું છે પણ ઓળખાઊં છું કે નહિં એ વાતની પરિક્ષા કીધી હોય તો વધારે સારૂં. પણ પરિક્ષા શી રીતે થાય? અહિં જંગલમાં કોણ હોય? કોઇ કદાચ નીકળે તો પણ મારૂં ઓળખાણવાળું કોણ હોય? (એમ કહી આસપાસ જોય છે અને ખુશ થઇને) હો, હો, કાંઇ ફીકર નહિં, ઓળખાણવાળું છે. પેલી સુગ્રીવા આવે છે. એ મને ઓળખી કહાડે છે કે નહિં તે હમણાં જણાઇ જશે.

(સુગ્રીવા દુરથી આવે છે.)

સુગ્રીવા — **નારાચ છંદ.**

અહો જણાય કોણ આ અહીં પુરૂષ આવતો,
પ્રકાશમાન આપનું મહાપણું બતાવતો;
રૂપાળિ કાંતિ ધોયલાં વિશુદ્ધ વસ્ત્ર ધારતો,
સફેત વાદળાં વિંટેલ શર્દ ચંદ્ર છાજતો. ૧૦૯
ગતી થતાં પ્રૂજીત લંબ કેશ શુભ્ર નિર્મળ,
ખભેથિ આવિ સ્પર્શતા પયે ભિંજયું કમંડળ;
ખરે રૂડાં સરોવરે ભિંજેલ ઘાટ સ્ફાટિકે,
અનીલથી ચળીત ચંદ્રકીર્ણ જેમરે દીપે. ૧૧૦

૧૦૯ ઓહો, આ પેલો માણસ અહિં કોણ આવે છે. એ પ્રકાશમાન છે એટલે એના તેજ ઉપરથી કોઇ મહાપુરૂષ હોય એમ દેખાય છે. એનું તેજ એનું મોટાપણું બતાવે છે. એના મુખની શોભા રૂપાળી છે એટલે ગોરવર્ણ છે અને એણે ધોયલાં અને વિશુદ્ધ એટલે પવિત્ર, નિર્મળ, ધોળાં, વસ્ત્ર પહેરેલાં છે તેથી શરદરૂતુમાં પાણી વનાનાં ધોળાં વાંદળામાં વીંટલાયલો ચંદ્ર હોયની તેવો એ શોભે છે.

૧૧૦ ગતી થતાં એટલે એ ચાલે છે તેથી ધ્રુજીત એટલે હાલતા એવા જે એના લાંબાં અને શુભ્ર એટલે ઉજ્વળ કેશ એટલે નિમાળા એના ખભા ઉપરથી ઉતરીને એના હાથમાં પાણીનું ભરેલું કમંડળ છે તેને અડકે છે, એ કુંમડળ ભીંજાયલું છે અને ધોળું કલ્પેલું છે. તેથી જાણે અનીલ એટલે પવનથી ચલાત એટલે હાલતા-ચાલતા ચંદ્રમાના કારણ, કોઇ સરોવર જેના ઘાટ-કીનારા, સ્ફાટીકના બનાવેલા છે ને પાણીથી ભિના છે તેના ઉપર પડતાં હોયની, તેવી શોભા થઇ રહે છે.

વિશાળ તો લલાટ છે ભર્યું સુગંધિ ચંદને,
કરે ગતી પગે ધરેલિ પાવડીથિ મંદ એ;
નિચી રહેલિ દ્રષ્ટિકેરિ સ્થિરતા જણાવતી,
નિશંક બ્રહ્મધ્યાનમાંહ્ય લીન ચિત્ત છે અતી. ૧૧૧

ચાલો હું, એની પાસે જાઉં. (જરાએક આગળ ચાલે છે) પણ મને વળી એક વિચાર આવે છે કે એ મને દૈત્યની સ્ત્રી જાણશે ત્યારે હું શું કરીશ? પણ હું નકામી ચિંતા કરૂં છું એ મને ક્યાંથી ઓળખશે?

(એમ કહી આગળ ચાલી તેની પાસે જાય છે.)

મહારાજ હું વંદન કરૂં છું.

**સુબાહુ**—(જાણે આશ્ચર્ય પામીને) અહો! કોણ છે? (એમ કહી તેની સામુ જોય છે.)

**સુગ્રીવા**—(બે હાથ જોડીને) મહારાજ, આપના સરખા સત્પુરૂષનાં દર્શનથી મારૂં જીવતર સફળ થયું છે.

**સુબાહુ**—હે અબળા, તું કોણ છે? આ અઘોર જંગલમાં તું કેમ ભમે છે?

**સુગ્રીવા**—(મનમાં) હું એમ કેમ કહું કે દાનવકુળની છું. હિરણ્યકશિપુએ આવા લોકોને કાંઇ થોડું દુઃખ નથી દીધું. તેના પક્ષની મને જાણે તો પછી મારી શી વલે થાય? માટે તજવીજ કરવી ને ખરૂં નહિં કહેવું એજ ડહાપણ છે. (પ્રકા-

૧૧૧ એનું લલાટ-કપાળ વિશાળ-મોટું છે અને તેમાં સુગંધી ચંદનની અરચા કરેલી છે અથવા આડ કરી છે, અને પગે પાવડી છે તેથી ધીરેધીરે ચાલે છે. એની નજર સ્થિર છે અને નીચું જોય છે તેથી એમ જણાય છે કે નિશંક-બેશક એ બ્રહ્મનાં ધ્યાનમાં લીન થઇ ગયો છે, બીજા કશામાં એનું ચિત નથી,

શથી) મહારાજ હિરણ્યકશિપુએ દુષ્ટતાથી બ્રાહ્મણોને બહુ દુઃખ દીધું, તેથી તેઓ જેને જેમ ફાવ્યું તેમ નાસી ગયા. હું બ્રાહ્મણની સ્ત્રી છું ને મારો ધણી પણ બ્રાહ્મણ હતો. તે હિરણ્યકશિપુના ત્રાસથી સઘળું મુકીને ક્યાં ગયો છે તે મને માલમ નથી.

**સુબાહુ**—(એકાંતે) જો કૃત્યા જૂઠું બોલે છે, ને મહારાજની કેવી નિંદા કરે છે! (પ્રકાશથી) પણ હે અબળા, તારે આ અઘોર વનમાં શું કામ આવવું પડ્યું?

**સુગ્રીવા**—મહારાજ, તમને શું કહું? હિરણ્યકશિપુની દુષ્ટતાનો કાંઈજ પાર નથી. તેણે બૈરાં છોકરાં સઘળાને પીડા કરવા માંડી તેથી હું પણ ત્યાંથી નાઠી.

**સુબાહુ**—(એકાંતે) એવું થાય છે કે રાંખણીનું ડોકું કાપી નાખું. જેનું અન્ન ખાધું છે તેનું પણ જુઠું બોલતાં જરા શરમાય છે? કાંઈ ફીકર નહિં (પ્રકાશથી) બૈરાંઓએ રઝળવું એ ઘટરાત નથી.

## દોહરો.

"બ્રમતો નરપતિ માન લે, બ્રમતો દ્વીજ વખણાય;
બ્રમતો યોગિ પુજાય ને, બ્રમતિ સ્ત્રી ધીકરાય. ૧૧૨

**સુગ્રીવા**—મહારાજ, હું તો મારા ધણીની ખોળમાં ફરૂં છું.

**સુબાહુ**—ત્યારે, હું આશીર્વાદ દઊંછું કે તને ધણી પ્રાપ્ત થાઓ.

**સુગ્રીવા**—આપનું વચન હું માથે ચડાવું છું. તમારા સરખા સાધુ પુરૂષનાં દર્શન કોઈ દિવસ નિષ્ફળ જતાંજ નથી.

**સુબાહુ**—(એકાંતે) કેટલો ઢોંગ કરે છે, કંઈ છે બાકી? પણ

ઠીક છે એને જરા ચમકાવું. (આંખ મીચીને થોડાવાર જાણે કાંઇ ધ્યાનમાં હોય તેમ ઉભો થઇ રહે છે.)

**સુગ્રીવા**—(એકાંતે) શું વિચાર કરે છે?

**સુબાહુ**—(એકાંતે) રાંખણી, તારોજ વિચાર કરૂંછું. (પ્રકાશથી આંખ ઉઘાડીને) અહો દુષ્ટ! દુર જા! દુર જા!

**સુગ્રીવા**—(હાથ જોડીને ધ્રુજતાં) મહારાજ, ક્ષમા કરો. મારો શો અપરાધ છે! (એકાંતે) હાય હાય! એકદમ વળી આ શું થઇ ગયું?

**સુબાહુ**—તું અસત્ય ભાષણ કરીને, મારા જેવા સાધુજનને છળવા માગે છે?

**સુગ્રીવા**—(એકાંતે) મને ઓળખી તો નહિં હોય? (પ્રકાશ) મહારાજ, હું તો કાંઇજ જૂઠું બોલી નથી.

**સુબાહુ**—રે ધિક્કાર છે તને! હજી અસત્ય છોડતી નથી? તને ખબર નથી કે મારા તપનું બળ એટલું છે કે હું સઘળું જાણી શકું છું?

**સુગ્રીવા**—(થરથર ધ્રુજે છે) (એકાંતે) હાય હાય! હવે હું શું કરીશ?

**સુબાહુ**—તું રાક્ષસકુળમાં ઉત્પન્ન નથી થઇ? તારૂં નામ સુગ્રીવા નથી? બોલ, સાચું બોલ.

**સુગ્રીવા**—(ધ્રુજતી ધ્રુજતી) મહારાજ, ક્ષમા કરો ક્ષમા કરો. હું ઘણીજ અપરાધી છું.

**સુબાહુ**—સાંભળ, તને વધારે કહું છું. તું હિરણ્યકશિપુની રાણી કયાધુની દાસી છે, પણ સખીની પદ્વી ભોગવે છે?

**સુગ્રીવા**—(પગે પડીને) મહારાજ, ક્ષમા કરો. આપના તપનું આટલું બધું સામર્થ છે એમ હું નોતી જાણતી.

સુબાહુ— **દોહરો.**

"અનૃત સાહસ કપટને, મૂરખતા અતી લોભ;
નિર્દયતા ને મલિનતા, સ્ત્રિના સ્વભાવિક દોષ." ૧૧૩

સુગ્રીવા—મહારાજ, સઘળી સ્ત્રી એવી નથી હોતી.

સુબાહુ— **દોહરો.**

"નગ નગ રત્ન નહી મળે, મોતિ ન ગજ ગજ હોય;
સાધુ નહીં સર્વત્ર ને, સુખડ ન વન વન સ્હોય" ૧૧૪

સુગ્રીવા—મહારાજ, હું તો એવી નથી. તમારો ભય લાગ્યો તેથી મારાથી અસત્ય બોલાયું છે, તે ક્ષમા કરો.

સુબાહુ—તેં ઘણોજ અપરાધ કીધો છે, તે છતાં તેં છળથી મારી પાસે આશીશ વચન લીધું છે.

સુગ્રીવા—પણ મહારાજ, મારે તો ધણી છેજ નહિં, એટલે એ આશીશ વચન થયું છે તે નહિં થયા સરખું છે; માટે આપ ક્ષમા કરો.

સુબાહુ—(ક્રોધથી) મારૂં આશીશ વચન મિથ્યા જશે? તું શાપને લાએક થઇ છે.

સુગ્રીવા—મહારાજ, મને શાપ માં દેશો, આપનું વચન મિથ્યા નહિં થાય, પણ મારે ધણીજ નથી એટલે હું શું કરૂં?

સુબાહુ—(એકાંતે) એના રૂપમાં તો કાંઈ ભુલ નથી. (પ્રકાશથી) જો સાંભળ આ વનમાં તને હવે પહેલવહેલો દાનવકુળનો જે પુરૂષ મળે તેની તું સ્ત્રી થજે.

સુગ્રીવા—આપનું વચન હું માથે ચડાવું છું પણ અહિં મને કોણ મળનાર છે?

સુબાહુ—જા, તને મળશે.

સુગ્રીવા—પણ મહારાજ મને કોઇ નઠારો મળે ત્યારે હું શું કરૂં ? મારી આખી જીંદગી પાણીમાં નાખવા જેવું થશે.

સુબાહુ—હિરણ્યકશિપુની સેનામાં સુબાહુ છે, તેને તું ઓળખે છે ? તે તારે યોગ્ય છે.

સુગ્રીવા—(તેના સામુ ધારી ધારીને જોઇને) (એકાંતે) રે એના બોલવા ઉપરથી મને સંશય જાય છે. એ સાધુ નથી પણ કોઇ બીજો છે (ફરીથી જોય છે) મેં એને કાંઇ જોયો હોય એમ લાગે છે.

સુબાહુ—કેમ જવાબ નથી દેતી ?

સુગ્રીવા—મહારાજ, મને કહેતા હતા પણ તમે પણ ઢોંગ ઠીક કરો છો.

સુબાહુ—(એકાંતે) હવે મને ઓળખ્યો હોય, એમ જણાય છે ખરૂં. (પ્રગટ રીતે ગુસ્સાથી) હેં દુષ્ટ તું શું મને ઢોંગી સમજે છે !

સુગ્રીવા—ઢોંગી હોય તે એવોજ ગુસ્સો રાખે. મારા જેવાજ તમે.

સુબાહુ—ત્યારે તું શું મને સુબાહુ સમજે છે ?

સુગ્રીવા—(એકાંતે) એના આ બોલવા ઉપરથી એજ છે એમ જણાય છે. (પ્રકાશ) મેર ઢોંગી, આવો ઢોંગ કરે છે. હૈડે હોય તે હોઠે આવે.

સુબાહુ—તું જેવી ધૂતારી તેવો હું ધૂતારો. આપણ બંનેનું જોડું સારૂં શોભે, નહિં વારૂ ?

સુગ્રીવા—હંઅ,મારી સાથે પરણવાનો વિચાર છે કે શું?

સુબાહુ— **ભુજંગી છંદ.**

અરે સુંદરી વેણ તારૂં વિચાર,
તને કીધિ દૈવે ભલી મારિ નાર;
ચળે શેષ બ્રહ્માંડ ડોલે તથાપી,
નહીં સજ્જનો વેણ છોડે કદાપી ૧૧૫
મહાત્મા તણી છે પરીક્ષાજ એથી,
અરૂં રત્ન પોષાય છે કાંતિ એથી;
ઊંચુ રત્ન દેવેંદ્ર શીરે સુહાએ,
નિચો કાચ ચંડાળ પાગે છુંદાએ. ૧૧૬

સુગ્રીવા— **સાખી.**

છળ, ભય, ને અભિમાનમાં, દિધું વચન લોપાય,
પાપ ન તેમાં લેશરે, નહિં દંડે કો રાય. ૧૧૭
સ્વાર્થ સાધવા જે છળે. ઉપજાવે છે ત્રાસ,
અપરાધી તે રાજનો, તેનો નરકે વાસ. ૨૧૮

સુબાહુ— **હરિણીપ્લુતા.**

અપરાધિ મને જય તું લહે, હૃદય રાણિ કહે દિલ જે ચહે,
નૃપ બંધન તો તનને કરે, અધિક તું મન મારૂં જદા હરે. ૧૧૯
મૃદુ આ તુજ અંગનિ સેવના, કરિશ પ્રીતથિ નિત્ય કહ્યા વના;
કરિ મર્દન તેલ ફુલેલથી, ગુંથિશ કેશ સુશોભિત પુષ્પથી. ૧૨૦
રચિ પુષ્પનિ કંચુકિ હારને, ધરિ હું રીજવું સર્વ રિતે તને,
ચુક જો કરૂં તો તું સુધારજે, મુજભણી કરી સામું બતાવજે. ૧૨૧
તનને મનને ધન લૂંટજે, પળ મને નહિં પાસથી મૂકજે;
અદકી શું સજા કરશેજ તું, જનમ દાસ થયો બહુ રાજિ છું૧૨૨

**સુગ્રીવા**—(હસીને) વાહ! વાહ! શું હોંસ છે!

**સુબાહુ**—ત્યારે હું આશા નહિં રાખું?

**સુગ્રીવા**—એવી કોણ મૂર્ખ હોય કે સાધુડાને પરણે?

**સુબાહુ**—રે જો તું કહે તો એ વેશ હું કહાડી નાખું. એ વેશ મેં કંઇ કારણસર ધારણ કર્યો છે.

**સુગ્રીવા**—અહિંથી કોણ શોધી કહાડવાનું હતું કે એવો વેશ લેવો પડ્યો?

**સુબાહુ**—લે, ત્યારે હું કહું તે સાંભળ. પણ કોઇને કહેતી નહિં.

**સુગ્રીવા**—મારે એવી શરતથી નથી સાંભળવું. મારે એનું શું કામ છે?

**સુબાહુ**—અરે એટલામાં તે રીસ શાની કરે છે. લે, હું શરત નથી કરતો પછી કાંઇ?

**સુગ્રીવા**—છાની રાખવા જેવી વાત હોશે તો એ હું સઘળે જઇને દાંડી પીટીશ એવી શું મૂર્ખ છું, કે મને એમ કહેવું પડ્યું?

**સુબાહુ**—તારા જેવી ચતુરને મૂર્ખ કહે તે પોતે મૂર્ખ નહિં? લે સાંભળ. રાણી કયાધુને મુકવા જવાને હું તમારી સાથે આવ્યો હતો, તેવામાં ઇન્દ્રે રસ્તામાં આવી તોફાન મચાવી દીધું તે તો તું જાણે છે.

**સુગ્રીવા**—હા, જે જગાએથી બાયલાઓ હતા તે નાશી ગયા.

**સુબાહુ**—નાશી આવ્યો ત્યારેજ તારા પાણીગ્રહણનો લાભ થશે તો.

**સુગ્રીવા**—પાણીજ ગ્રહણ થશે. પછી?

**સુબાહુ**—ત્યાંથી રખડતો રખડતો અહિં આવ્યો એટલામાં અહિં પ્રધાનજી માળ્યા.

સુગ્રીવા—તે અહિં ક્યાંથી ?

સુબાહુ—તને ખબર નથી ? ના, પણ તું ક્યાંથી જાણે, ઇન્દ્રે ત્યાં પણ સઘળું વશ કરી લીધું ને એ ત્યાંથી નાઠા તે અહિં આવ્યા.

સુગ્રીવા—ત્યારે તો અહીં સરએસરખાની જોડ ઠીક ભેગી થઇછે. વારૂ પછી ?

સુબાહુ—તેણે મને કહ્યું કે તું મંદરાચળપર્વત ઉપર જા અને મહારાજનો તપ પૂરો થાય કે સર્વ વૃત્તાંત તેને કહેજે.

સુગ્રીવા—ત્યારે એને પોતાને જતાં શું થતું હતું ?

સુબાહુ— વળી શું થતું હતું શું ? પોતાની હિમ્મત નથી ચાલતી. મને કહ્યું કે તું જા.

સુગ્રીવા—ત્યારે બીજો કોણ જાય ?

સુબાહુ—મારે ગયાવિના કેમ ચાલે. મહારાજ તપશ્ચર્યામાંથી પાછા આવે તે વખત બચવાની શી વલે ? ને આ તો હું જઇને જો પહેલી ખબર કરૂં તો મારાઉપર મહારાજ પ્રસન્ન પણ થાય, માટે જવું એમ મેં નક્કી કર્યું.

સુગ્રીવા—પણ તેમાં આવો વેશ લેવાનું શું કારણ ?

સુબાહુ—જો એવો વેશ નહિં લઉં તો ઓળખાઈ જાઉં. બ્રાહ્મણો વગેરે મને હરકત કરે, માટે છુપા રહેવું એજ સારૂં છે.

સુગ્રીવા—વિચાર તો ઠીક કીધો પણ હવે મારે ક્યાં જવું તે મને સુઝતું નથી. અરેરે, રાણીની સાથે ઇન્દ્ર મને લઇ ગયો હોત તો કેવું સારૂં થાત. સ્વર્ગ જોત અને આ ચિંતા મટત.

સુબાહુ—અરે, ઇન્દ્ર રાણીને નથી લઈ ગયો.

સુગ્રીવા—અરે આ શું કહેવાય? મેં મારી નજરે જોયું તે ખોટું ?

સુબાહુ—મને અહિં આસપાસ તજવીજ કરતાં માલમ પડ્યું છે, કે રાણી કયાધુ તો અહિં પાસે નારદનો આશ્રમછે તેમાં રહેલાંછે.

સુગ્રીવા—હેં! આ ખરી વાત છે? ત્યારે તો લાવો હું ત્યાં જાઉં. નારદનો આશ્રમ કયી દિશા ભણી છે.

(સુબાહુ તેને હાથ કરી આશ્રમ બતાવે છે.)

ત્યારે ચાલો હું તો જાઉં છું (એમ કહી જવા માંડે છે.)

સુબાહુ— (તેનો હાથ પકડીને ખેંચે છે.)

## માલિની છંદ.

નહિં નહિ દઉં જાવા તુજને હું અહિંથી,
સુખ કર મુજને તું ખૂબ આલિંગનેથી;
દિલ બહુ લલચાવે કાય તારી મધૂરી,
ચતુર મધુર બોલી છોડી કયાં જાય નૂરી. ૧૨૩

(એમ કહી તેને વળગી પડે છે ને સારીપેઠે ભેટી પાંચ પચીશ ચુંબન કરે છે.)

સુગ્રીવા—

શરમ નથિ તને રે સ્પર્શ કોને કરે છે.
ચિત મહિ અભિલાષો, વ્યર્થ તું ક્યાં ધરે છે;
ફરિ ફરિ શિદ દે છે દંતના ઘા કપોળે,
કુમળિ અતિશ કાયા શીદ તું મારી રોળે. ૧૨૪

સુબાહુ—

નથિ દુખ, સુખ એ, તું કોપ જુઠો કરે છે,
કવણ યુવતિ પ્હેલાં હા ભણે મંન જો છે;
અમિમય તુજકાયા, સ્પર્શ થાતાંજ વ્યાપે,
વિજળિ સકળ અંગે, શાંતિ હાવાં તું આપે. ૧૨૫

સુગ્રીવા—

કવણ કરૂં ઉપાએ, છું નિરાધાર રાને,
બળ કશું અબળાનું, જ્યાં મળે મર્દ સામે;
કર મન ગમતું રે, અહાં તને કોણ વારે,
શરણ થઇજ મેલું શીશ આ અંક તારે. ૧૨૬

સુબાહુ— **શાર્દુલવિક્રીડિત વૃત્ત.**

(હર્ષ પામીને)

છે સાબાશ તને બહુ પ્રિયતમા, પૂર્યો અભિલાષ તેં;
કીધો તેં વશ નીજ આજથિ મને, કીધાં હશે પુન્ય મેં;
ચક્ષુ ચંચળ કામ કોટિ લજવે, એવું મુખારવિંદ આ;
કાયા ચંપકવેલિ હંસગતિ છે, મોહ્યો સ્વરે ચંદ્રમા. ૧૨૭
આ તારા લલચાવતા અધરનું, માધુર્ય કેવું કહું,
એ કાજે તજિ સ્વર્ગ ઇન્દ્રમહિ જો, સેવે ન વિસ્મે લહું,
તન્વાંગી પરિ તોય તું સુરતના, સંગ્રામમાં નિર્જિતા;
શૂરા ખંડિત થાય એવિ અબળા, શું કેહ આશ્ચર્યતા. ૧૨૮

સુગ્રીવા—

જેને કાજ હજાર તૂજથિ વડા, નિશ્વાસથી ટળવળે;
તારૂં છે ધન ભાગ્ય કે શ્રમવિના, તે નારિ તૂને મળે;
હીનાધાર વને સુમાધવિ લતા, દ્રુમને પામતી;
એમાં ગૂણ કહે શું કુદ્રૂમતણો, એ દૈવની છે ગતી. ૧૨૯

સુબાહુ—

ઇચ્છે મારિ થવા હવે શિદ બને, આવી કર્ ભાષણી;
ઓષ્ટે સ્પર્શ ગિરા થતી ન મધુરી, આશ્ચર્યતા એ ઘણી;

૧૨૮ ચંદ્રમામાં હરણ છે, તેથી તે ગાયન સાંભળીને મોહ પામે છે.

તારો સંગ થતાં ઘણો ગુણ ભર્યો, સર્વે મને જાણશે;
વીંટ્યો વેલિથિ કાષ્ટ મંડપ ઘણી, શોભા સદા આણશે. ૧૩૦

**સુગ્રીવા**—લતા વલગશે તો ખરી પણ જીવતા સુધી છુટશે નહિં.

**સુબાહુ**—લતાની પેઠે નિરંતર વળગી રહેશે તો વધારે આનંદ પામીશ.

**સુગ્રીવા**—સૃષ્ટિનાં નિયમથી જે ઉલટું ચાલે તે દુઃખ પામ્યાવિના રહેજ નહિં. હું તમે–નહિં નહિં ભુલી, હવે હું તમને કહીશ,–તમને સુખ આપવાને હું આવું છું, પણ મને જેટલું તમે દુઃખ દીધું તેટલાનો તો હું બદલો વાળીશ,. (સુબાહુના ગળામાં હાથ નાખી તેનું મોડું નીચું કરી તેને ફરી ફરી ચુંબન કરે છે.) (તેની સામું સ્નેહથી જોઇને) પણ હવે હું પ્યારાને જવા નથી દેવાની.

**સુબાહુ**—હમણાં હું નહિં જાઉં. ચાલ આપણે પર્વતની સુંદર ગુફાઓમાં જઇ વશીએ. ત્યાં તારા સમાગમનું સુખ લઇને થોડા દિવશ પછી જઇશ.

**સુગ્રીવા**—આવાં અઘોર સ્થળમાં મને એકલી મુકીને જવું છે તે હું કેમ જવા દઇશ?

**સુબાહુ**—પ્રાણેશ્વરી હમણા તો ચાલ, હું જાઉં ત્યારે તું નારદના આશ્રમમાં જઇને રાણી કયાધુની પાસે રહેજે.

**शिखरिणीवृत्त.**

જતી વાંકી વાંકી, મુખ મરડીને માન ધરતી;
મદે મોટા મોટા, કઠિન કંઈ શબ્દો ઉચરતી;
પરંતુ સ્વામી જ્યાં, નિકટ તવ નારી નહિ અને;
અતી વેગે ભેટે, સુખ અચળ થાએ ઉભયને. ૧૩૧

(બંને જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નારદનો આશ્રમ.

કયાધુ.

કયાધુ— મંદાક્રાંતા.

વીત્યાં કષ્ટે વરશ કંઇ જો તોય ના નાથ આવ્યા,
આશા મારી પ્રતિદિન હણી કો ન સંદેશ લાવ્યા;
રાજ્યાભોગી, નિરખિ રમતો પુત્ર આ પર્ણશાળે,
વાટીકાનો કિર રણ રહ્યો, કેમ હૈડું ન બાળે. ૧૩૨
બાંધ્યા કેશો, ભિભુત વદને કંઠ રૂદ્રાક્ષ ધારી,
ઘી ને તેલે શરિર ચિકટ્યું હાથમાં દર્ભ ભારી;
યજ્ઞે ધુમ્રે, મલિન થયલા, મુનિના શિષ્યમાંહે,
ન્યાળી મારો, કુંવર બળું છું, કાગમાં હંસ છાએ. ૧૩૩

રે દૈવ! તને શું કહું, જો પુત્રનું સુખ આપવું હતું તો આવો સમય તેં ક્યાં ખોળી રાખ્યો. આ નિર્જનવનમાં હજી

---

૧૩૨ કષ્ટે એટલે મહાદુઃખે આટલાં વરશ તો વીત્યાં-ગયાં-તો પણ મારા સ્વામી આવ્યા નહિ. પ્રતિદિન-દરેક દહાડો મારી આશા ભાંગી નાખે છે અને કંઇ સંદેશો પણ મને મળતો નથી. આજે આવશે એવી હું આશા રાખું છું પણ દરરોજ નીરાશ થાઉં છું, અને તેમના કાંઇ સમાચાર પણ આવતા નથી. રાજ્યાભોગી-રાજ્યના વૈભોગ ભોગવવાને યોગ્ય એવો જે મારો દીકરો તેને પર્ણશાળે, ઘાસની ઝુંપડીમાં રમતો જોઇને, મારૂં હૈડું-કાળજું બળી જાય છે. જોઇને કેમ નહિં બળે. સુંદર ઝાડ, વેલા ઉગેલા હોય એવી વાડીમાં રહેનાર કીર-એટલે પોપટને રણ-એટલે વેરાન, જે જગે ઘાસ, પાણી પણ નહિ હોય તેવી જગે રહેલો જોઇને કેમ દુઃખ નહિ થાય?

મારે કોણ જાણે કેટલા દહાડા કહાડવાના છે? આસપાસ જોતાં પશુ, પક્ષિ ને ઝાડ એ શિવાય બીજું કંઇજ નજરે પડતું નથી.

## शिखरिणीवृत्त.

શિરે પંખી ભૃંગો, કલરવ કરે વાનર કુદે,
ચડે અંગે વ્યાલો, શિત તપ વૃષા લે નવ રૂદે;
જટા ધારી એવો ગભિર તરૂ જોગી જડ દિશે,
વિના એ ના ન્યાળું નિકટ જન કોઇ વન વિશે. ૧૩૪
સખીસું વાતો શી કરિ દિવસ લાંબાં નિત હણું,
હરે નિદ્રા શિષ્યો, ઉઠિ રજનિ હોતે લવિ ઘણું;
મને ગ્નાની વાતો મુનિનિ મનમાં લેશ ન રૂચે,
ન ચોટે કૈં ચિત્ત સમય ગત મુને દિલ ખુંચે. ૧૩૫

---

૧૩૪ જેને શીરે એટલે મથાળે-ટોચે-પક્ષીઓ, ભૃંગો-ભમરાઓ કલકલ કરે છે, અને વાંદરાઓ કુદાકુદ કરી રહે છે, જેના અંગે-શરીર, વ્યાલ એટલે સર્પ ચડે છે, તે છતાં પણ જેને તે કંઇ લાગતું નથી, અને જે શીત-ટહાડ, તડકો અને વર્શાદ બધું વેઠ્યાં કરેછે, અને કશાને તે મનમાં સમજતો નથી-ગણકારતો નથી, એવો જટાધારી-જેને મોટી મોટી જટાઓ ફુટેલી છે એવો ગંભીર વૃક્ષરૂપી એક જડ (જેને નહિં બોલવું, નહિ ચાલવું જેને કાંઇ લાગે નહિ એવો) જોગી દેખું છું. તે શિવાય અહિં વનમાં હું બીજા કોઈ પણ માણસને દેખતી નથી.

૧૩૫ દહાડા ઘણાજ લાંબા લાગે છે અને એ દહાડા તે કેમ હું ગાળું, રોજને રોજ તે હું સખીની સાથે વાત પણ શું કરૂં કે તેમાં દહાડો જાય? અને વળી તેમાં સવારના પોહોરમાં રાત હોયછે, ત્યારથી રૂષીના શિષ્યો ઉઠીને લવારો કરીને મારી નિદ્રા બોગાડે

મને એમ થાય છે કે સુગ્રીવા નહિં આવી હોત તો મારા આટલા દહાડા પણ કેમ જાત? દૈવેજ મારી દયા જાણી એને મોકલી, નહિં તો પ્રસવકાળ વખત મારી શી વલે થાત, અને બાળકની સંભાળ પણ ઘટતી કોણ રાખત? એનેવડેજ પુત્ર ઉછરી મોટા થયો છે. પણ હવે તો આ અવસ્થામાંથી છુટું તો બહું સારૂં. મારૂં હૃદય કેવળ શુન્ય થઇ ગયું છે. ખરેજ શુન્ય થયું છે. મારો લાડકવાયો એકનો એક દીકરો તેની પણ હવે મને યોગ્ય ચિંતા રહેતી નથી. જોની કોણ જાણે ક્યારનો કહાં ગયો છે.

(સુગ્રીવા પ્રહલાદને તેડીને આવે છે.)

પણ એ આવ્યો. દીકરા તું ક્યાં રઝળ્યાં કરે છે?

**પ્રહ.**—મા, હું તો તાત નારદજીના શિષ્યો બધા ભણતા હતા ત્યાં બેઠો હતો.

**સુગ્રીવા**—બાઇ સાહેબ! જુઓ તો ખરાં. તેઓ ધર્મનો ઢોંગધતુરો કરે છે તેમાં આવો નાનોસરખો એપણ શામેલ થાય છે.

**કયાધુ**—દીકરા, એ ભણવાનું છે તેનું તારે શું કામ છે?

**પ્રહ.**—મા, મને તો એ ભણે છે ને તાત નારદજી તેઓને સમજાવે છે તે બહુ ગમે છે. હું તો રોજ સાંભળયાં કરૂંછું. મા તને પણ નારદજી કેવી સારી સારી વાતો કહેતા હતા; મને તો તે પણ બહુજ ગમતી હતી.

---

છે. (સવાર થતાં પહેલાંથી શિષ્યો ભણે તેથી મારી નિદ્રા જતી રહે છે અને દહાડો વધારે લાંબો થાય છે.) રૂષી જ્ઞાનની વાતો કહે છે તે પણ મને તો ગમતી નથી, અને મારૂં દીલ હવે કોઇ જગે લાગતું નથી, અને પાછલો ગયલો વખત મારા દીલમાંથી ખસતો નથી.

સુગ્રીવા—કુંવર, તમારે તો ખાઇ પીને રમતા ફરવું જોઇએ. એવી એવી દોડડાહી લવારાની વાતો સાંભળીને તમારે શું કરવું છે.

કયાધુ—તને આખો દહાડો તહાં બેશવું કેમ ગમે છે?

પ્રહ.—મા, તેઓ કંઇ આખો દહાડો બધા ભણ્યાં કરે છે? તેઓ તાત નારદજીને માટે બીજું કંઇ કંઇ કામ કરે છે ત્યારે હું પણ તે તેની સાથે કરવા લાગું છું.

સુગ્રીવા—અરે બાઇસાહેબ, તમે તો જાણતાં નથી પણ કુંવર તો તેઓની સાથે દર્ભ વીણવા જાય છે. એના કોમળ અંગમાં કંઇ દર્ભનો કાંટોબાંટો વાગશે એટલે થયું.

કયાધુ—કાંટો ભાગે ને વળી કંઇ જનજનાવર કરડે તો પછી શી વલે? સુગ્રીવા, એ તો બાળક છે તે શું સમજે, તું એની પાછળ રહી સંભાળ રાખીશ તો રહેશે.

સુગ્રીવા—પણ હું તે કયાં કયાં તપાસતી ફરૂં? હું નહિં જાણું તેમ શિષ્યોની સાથે નદીએ નાહવા જતા રહે છે અને ભીને દીલે ને નીતરતે લુગડે તેઓની સાથે આવે છે.

કયાધુ—અરેરે, એને કંઇ મગરબગર ધસડી જશે તો મારો તો પ્રાણ તર્ત નીકળી જશે. (પ્રહલાદને) દીકરા, હવે કંઇ જઇશ નહિં હોં. તારે જવું હોય તારે સુગ્રીવાને કહેજે એ તને તેડી જશે.

પ્રહ.—પણ હું એને કહું છું તોપણ એ તો મને તેડી જતી નથી.

કયાધુ—હવે તેડી જશે માટે એકલો કંઇ જતો ના હોં. અહિં અમે હોઇએ ત્યાં રમ્યાં કરીએ.

સુગ્રીવા—જુઓની અહિં આટલી આખી જગા રમવાની છે ત્યાં દોડોની, એ જગાએ ખાસી મજાથી રમીએ.

પ્રહ.—પણ મને તો રમવું નથી ગમતું.

સુગ્રીવા—નથી શું ગમતું, જુઓ હું બતાવું.

(એમ કહી તેનો હાથ પકડી આસપાસ લઈ જઇ રમતમાં નાખે છે ને થોડીવાર પછી પોતે પાછી આવે છે.)

કયાધુ—સખી મને કંઇ સમજ નથી પડતી કે શું છે? મારૂં ચિત્ત ઘણુંજ વ્યાકુળ હોવા છતાં આજે સવારથી ઉઠી છું ત્યારથી મને સુકન થયાં કરે છે. હમણા વળી મારી ડાબી આંખ ફરકી. ક્યારની ફરકયાં કરે છે.

સુગ્રીવા—બાઇસાહેબ, ત્યારે કંઇ પણ લાભ થયાવિના રહેશે નહિં. રાજાની સ્વારી આવતી હોય તો પ્રથમ જેમ દુંદુભિ આગળ વાગતું આવે છે, તેમ જ્યારે કંઇ સારી વસ્તુ બનવાની હોય છે ત્યારે સારાં ચિન્હ આગળથી થાય છે.

કયાધુ—અહિં જંગલમાં તે શું સારૂં થવાનું છે? ઉલટો મારો જીવ તો અહિંથી એવો ઉકચો છે કે મારૂં કેયે ચિત્ત લાગતું નથી.

સુગ્રીવા—અહિંથી જીવ ઉક્યો છે તો હવે નક્કી માનજો કે સ્થાન બદલાશે.

કયાધુ—અરે એવું ધન ભાયગ ક્યાંથી કે સ્થાન બદલાય!

**दोहरो.**

"દુખદાયક છે મુરખતા, દુખદાયક યૌવંન;
અતિ દુખદાયક સર્વથી, પરઘર વસવું જન." ૧૩૬

સુગ્રીવા—એ વાત ખરી છે તો પણ

પિતાથકી અદકી કરે, નિત નારદ સંભાળ;
શિષ્ય રહ્યા સેવાવિષે, શીદ વદો છો આળ. ૧૩૭

કયાધુ—અરેરે, હું એમ ક્યાં કહું છું કે અહિં આપણી આસનાવાસના ઓછી થાય છે? નારદજીએ જે કીધું છે તેવું તે કોણ કરશે? મારા મનની ઉદાશી મટાડવાને માટે પોતે પોતાનો અમૂલ્ય સમય રોકીને મને જ્ઞાન સંભળાવતા; મારા મનની જે કાંઇ ઇચ્છા થતી તે પૂર્ણ કરતા, અને રખેને આપણા મનમાં કંઇ ઓછું આવે માટે પોતાનાથી બનતી સેવા કરતા. એની તો હું કોઇપણ દિવસ ઓશીંકળ થઇ શકનાર નથી.

સુગ્રીવા—ને કુંવરની પણ કંઈ થોડી સંભાળ લે છે?

કયાધુ—કુંવરના મોહમાંથી તો પડતા બોલ ઝીલી લેછે. તેને કંઇ જોઇએ છેએં તો અહિં વન છતાં ગમે તે પ્રકારે તે વસ્તુ આણી આપે છે.

સુગ્રીવા— **गीतीवृत्त.**

તપ એ ધન છે જેને, દુર્લભ તેને નથી કશી વસ્તુ;
સમિપ બ્રહ્મ તેને છે, નિજમુખથી જો કહે કદી અસ્તુ. ૧૩૮

કયાધુ—અરે તું તપની વાત કહે છે ને મારા જીવને કલેશ થાય છે. તપ એજ મારાં સઘળાં દુઃખનું કારણ છે.

સુગ્રીવા—બાઇસાહેબ, એથીજ સુખ થશે.

તપ અદ્ભુત વસ્તુ છે, અનુપમ ને જ્ઞાન સર્વનો સાર;
વિશ્વ સકળ વશ એને, ઇચ્છિત સુખનો અખૂટ ભંડાર. ૧૩૯

કયાધુ—પણ એ તપ પુરૂં થાય ત્યારે કેની? કોણ જાણેછે કે મહારાજના તપનો ક્યારે અંત આવશે? આશાએ દહાડા ગમે તેમ કરી કહાડવા. તેમની ત્યાં કેવી સ્થિતિ હશે તે પણ અહિં માલમ નથી. (નિશાસો મુકીને) રે દૈવ!

**સુગ્રીવા**—બાઇસાહેબ, તે જાણવાની જો ઇચ્છા હોય તો હું એક ઉપાય બતાવું તે કરશો?

**કયાધુ**—કરશો શું પુછે છે? મારૂં ચાલતું હોય તો આખી પૃથ્વી ફરી વળી ખબર કહાડું. એને માટે એવું કંઇ નથી કે જે હું નહિં કરૂં, માટે કહેની શું ઉપાય છે?

**સુગ્રીવા**—પેલા રહ્યા નારદમુની અહિં આવે છે. એમના તપનું બળ એવું તો જોરાવર છે કે સઘળી જગે શું શું બને છે, તે સઘળાનું એમને સદા ગ્યાન રહે છે. આપણે કોઇ પણ દિવસ એમને એવું પુછ્યું નથી, અને કોઇકજ વેળાએ કાલાવાલા કરીને પુછીશું તો તેઉ ના નહિં પાડે માટે એમને પુછો કે મહારાજ હમણા શું કરે છે.

**કયાધુ**—હું આતુર છું એટલે પુછીશ તો ખરી પણ મને એઉ ઉત્તર નહિં આપે. એમનું એટલું બધું સામર્થ છે તે આજલગી તેં મને કોઇવાર કહ્યુંજ નહિં.

**સુગ્રીવા**—બાઇસાહેબ, એ વાત તો એમના શિષ્યોથી મેં જાણેલી પણ મને વિસ્મૃતિ થયલી, તેથી તમને મેં કહી નથી. પણ લો, એ આવ્યા.

(નારદજી પ્રહલાદને તેડીને આવે છે.)

**નારદ**—(પ્રહલાદને) બેટા, તું એકલો એકલો ક્યાં ફર્યાં કરે છે.

**પ્રહ.**—મને રમવું નથી ગમતું તોપે બળાત્કારે સુગ્રીવા મને રમવા મુકી ગઇ. મને અહિં એકલાં તે કેમ ગમે? અને બધા શિષ્યોની પાસે જવા નથી દેતી.

**નારદ**—સુગ્રીવા, તું એને કેમ બધા શિષ્યોની પાસે જવા દેતી નથી?

**સુગ્રીવા**—તે બધાને એ હરકત કર્યાં કરે એટલા માટે મેં એને કહ્યું કે અહિંયા રમો. વળી કંઇ પડે આખડે ત્યારે શું કરીએ. શિષ્યો બચારા પોતાનું કામ કરે કે એની પાછળ ફરતા ફરે?

**નારદ**—તમે સહુ એને એમ શીદને કરો છો? કંઇ પડતો આખડતો નથી અને શિષ્યોને એ એટલો વહાલો છે કે કોઇ એને વેગળો મુકનાર નથી. (પ્રહલાદને) બેટા, તારે ત્યાં જવું છે?

**પ્રહ.**—હા. મને તો બહુ મન છે, હું ત્યાં જાઉં?

**નારદ**—તને મન છે તો જા પણ કંઇ તોફાન નહિં કરતો.

**પ્રહ.**—વારૂ, પણ હું કોઇ દહાડો તોફાન કરૂં છું કે આજે કરીશ? (દોડી જાય છે.)

**કયાધુ**—મુનીશ્વર, મેં આવીને તમને અનેક પ્રકારની પીડા કરી છે તે મનમાં નહિં લાવતાં, તમોએ જે અમારી સંભાળ કરી છે, તેનો બદલો તો કોઇ પણ દિવસ વળી શકવાનો નથી.

**નારદ**—કયાધુ, આ પ્રમાણે તારે બોલવું ઘટારત નથી. નિરાધારને આશ્રય આપવો એ પ્રત્યેક સત્પુરૂષનો ધર્મ છે, તો મારા જેવાનો હોય એમાં નવાઇ નથી.

**કયાધુ**—તમો તો એમજ કહો એમાં શી નવાઇ છે? મહાત્માનું મહત્વ તેમના નમ્ર વચનમાંજ રહેલું છે. જેઓ ગુણ કરનારા છે તેઓને લોકો વધારે સતાવે છે. તમે મારીઉપર ઉપકાર કરો છો, ત્યારે આપને શ્રમ આપવાનું વધારે વધારે મન થાય છે.

**નારદ**—કયાધુ, મને કંઇ શ્રમ છેજ નહિં. કહે તારી શી ઇચ્છા છે?

કયાધુ— મુનીશ્વર, હું કહેતાં આચકો ખાઉં છું.

સુગ્રીવા—આચકો શીદને ખાઓ છો? તમારી આશા એઉ ભંગ કરનાર નથી.

નારદ—મારાથી બનશે તે કરવાની હું કદી ના કહેનાર નથી.

સુગ્રીવા—મહાર્ષિ, બાઇસાહેબની કહેતાં હિમ્મત નથી ચાલતી તો હું કહું છું. આપ મહાસમર્થ છો, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન ત્રણે કાળનું આપને જ્ઞાન છે. મહારાજની કેવી સ્થિતિ થયલી હોશે તે જાણવાને બાઇસાહેબ આજ ઘણા દિવસથી ઇંતેજાર છે અને તેથી મેશ ઉદાસ રહે છે. માટે આપ તે કહેવાની કૃપા કરો તો મોટો આભાર થશે.

કયાધુ—આપને શ્રમ આપતાં હું શર્માઉછું પણ તમારાવિના હું બીજા કોને કહું? માટે મારાઉપર દયા લાવી એટલી કૃપા કરો.

નારદ—હે કયાધુ, તારે અત્યંત હર્ષ પામવા જેવું છે માટે ચિંતા માં કર.

કયાધુ—તમારાં વચનથી મને અત્યંત સંતોષ થાય છે, અને શાતા વળે છે. પણ—

સુગ્રીવા—આપે એટલી કૃપા કરી તો હવે પુરેપુરી કરો. આપનું બળ પ્રસિદ્ધ છે.

નારદ—હે રાણી, તારી એવીજ ઇચ્છા છે? લે તો હું કહું છું.

**સ્ત્રગ્ધરા વૃત્ત.**

એકાંગુષ્ટે, રહીને ઉભય કર ઊંચા, જોડિને સૂર્ય સામી,
દૃષ્ટી રાખી ઉભો તે, મુકિ નિજ મમતા, સ્થીરતા ચિત્ત પામી;
બ્રહ્મ ધ્યાને, સમાધી, થઇ જવ ફરતું, જ્ઞાન સર્વે ટળ્યું છે,
મોટું આવું નિહાળી, તપ, સુરકુળનું ચિત્ત ચોંકી ચળ્યું છે. ૧૪૦

ઇન્દ્રે આજ્ઞા દિધીકે, મહિતળ સરવે અપ્સરા શિઘ્ર જાઓ,
ભક્તી હાવાં તમારી, ચળિતરિપુ કરી કોઇ પેરે જણાવો;
ચાલ્યું એવું કહેતાં હરખ ઉર ધરી, યુવતી વૃંદ ત્યાંથી,
સ્પર્ધા ધારી બધીઓ, મદન મધુ અને અન્ય લીધાછ સાથી. ૧૪૧

**કયાધુ**—અરેરે ધિક્કાર છે ઇન્દ્રને, એને મારી સાથેજ વેર લાગ્યું છે, શું એને તપભંગ કરવાના બીજા ઉપાય નહિં સુઝયા, કે મને દુઃખદાયક આ ઉપાય શોધી કહાડ્યો?

**સુગ્રીવા**—બાઇસાહેબ તમે સાંભળો તો ખરાં, મહારાજની તમારા ઉપર કંઇ ઓછી ભક્તિ નથી કે તે ડગે અને મને નથી લાગતું કે તેઉનું મન જરાપણ તે સ્ત્રીઓનાઉપર ગયું હોય. કેમ મહર્ષિ હું ખરૂં કહું છું કેની?

**નારદ**—સાંભળોની હું બધું કહું છું.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

લીલાથી ભરપૂર જંગલ પ્રથમે આવી વસંતે કર્યું,
પ્રેરીને અદકો પછી રસ બધે છે ચિત્ત કામે હર્યું;
વસ્ત્રાભૂષણ કોટિ કામ લજવે એવાં નિજાંગે ધરી,
સ્નેહે કામ કટાક્ષ ચંચળ કરે ચેષ્ટા ઘણી સુંદરી. ૧૪૨
ગાયે કોમળ કંઠથી નુપુરના શબ્દો કરી નાચતી,
કેશોમાંથી ગુંથેલ પુષ્પ ખરતાં નાખી બિજાં રાચતી;

---

૧૪૧ સ્પર્ધાધારી-એક જાણે કે હું ચલિત કરૂં, બીજી જાણે કે હું ફાવું એમ સર્વની ચિત વૃત્તિ થયલી છે. મદન-કામદેવ, મધુ-વસંત.

૧૪૨ નિજાંગે-પોતાને શરીર.

ઉરાડે પટવાસ હાસ્ય મધુરૂં લજ્જા કરે અંગના,
વીણા તાલ મૃદંગનો સુર ધુમે છે નાદ જ્યાં ભ્રંગના. ૧૪૩
જોતી પીન પયોધરો પ્રગટતા, તન્વાંગિના અંગના,
ઝીણાં ચીર સમીર હસ્ત ગૃહિને વૃદ્ધિ કરે રંગમાં;
પંચેન્દ્રી સુખ પામિ મોહિત થતી લીલા રસે જ્યાં ભરી,

**કયાધુ**—કૃત્યાઓને કંઇ શરમ પણ નહિં લાગી? ધિક્કાર છે એવી વેશ્યાથી પણ ભુંડીઓને!

**સુગ્રીવા**—આવી નફટાઇ કરે તો પછી ભલભલા ચળે.

**નારદ**—

જેનું બ્રહ્મવિશે રહ્યું ચિત ખરૂં, તે કેમ ડોલે જરી. ૧૪૪

**કયાધુ**—ધન્ય છે સ્વામિનાથ, ધન્ય છે, તમને હું શી આશીકળ થઇશ!

**સુગ્રીવા**—પછી તો બધીઓ ત્યાંથી નિરાશ થઇને કાળે મોડે પાછી ગઇ કેની?

**નારદ**—હા. તેઓ તો ત્યાંથી સધળી ગઇ, ઇન્દ્રને અત્યંત સંતાપ થયો કે હિરણ્યકશિપુનું હવે શું કરવું. તે બ્રહ્માની આરાધના કરતો હતો તેથી બ્રહ્માએ તેને દર્શન નહિં દેવાં, એવી ગોઠવણ કરી.

**કયાધુ**—નારદજી, આ તે કેટલી દુષ્ટતા કહેવાય!

**નારદ**—બ્રહ્માએ ઘણા કાળ સુધી, આવું અઘોર તપ છતાં, દર્શન

૧૪૩ પટવાસ-સુગંધી. ચૂરણ,

૧૪૪ નૃત્ય કરતાં છાતિઉપરથી લુંગડું ખસી જાય છે અને સ્તન પ્રગટ થાય છે, બહાર દેખાય છે તે જોતી, એવી તન્વાંગી એટલે નાજુક શરીરવાળી.

નહિં દીધાં; પણ તપનું બળ કંઇ જેવું તેવું નથી. તેની આગળ દેવતાઓ પણ નિર્બળ છે.

### वसंततिलकावृत्त.

ધાતા વિત્યાં વરશ તોય રિજ્યા ન તેથી,
અગ્ની ઉઠયો તવ તપો મય તાળવેથી;
તેજસ્વિ ચંડ નહિં બિંબ નિહાળી જાએ,
ત્રૈલોકનો પ્રલયકાર ખરે જણાએ. ૧૪૫

તેના ઉગ્ર તપથી કરીને સર્વ પ્રાણીઓ પીડા પામવા લાગ્યા, બ્રહ્માંડ પણ ધ્રુજવા લાગ્યું, અને દેવતાઓ પણ થતી પીડા સહન કરી શક્યા નહિં. સહુનો નાશ થઇ જશે એમ વિચારી, લાચાર થઇને તેઓ બ્રહ્મા પાસે ગયા, અને સઘ-ળાએ તેમની પ્રાર્થના કરી, કે આખું બ્રહ્માંડ નાશ પામશે માટે હમને શાંતિ કરો, અને હિરણ્યકશિપુને જઇને વરદાન આપો. બ્રહ્મા મંદરાચળપર્વત ઉપર આવ્યા અને પોતાનું રૂપ પ્રગટ કર્યું. તેમણે કહ્યું કે "હે દાનવપતિ હું તારાઉપર અત્યંત પ્રસન્ન થયો છું, માટે માગ માગ, તારી શી ઇચ્છા છે?" હે કથાધુ આવાં વચન સાંભળીને તારા સ્વામિને શુદ્ધિ આવી, અને બ્રહ્માજીનું વંદન કરીને તેમને કહ્યું, કે હે પરમાત્મા, હું એટલુંજ માગું છું કે જરાયુજ, અંડજ, ઉદ્ભિજ, સ્વેદજ અને બ્રહ્માએ ઉત્પન્ન કરેલા છે તેમાંના કોઇપણ પ્રાણીથી દિવશે વ રાત્રે મારૂ મૃત્યુ ન થાય; તેમજ હું ઘરમાં નહિ મરૂં, બહાર નહિં મરૂં, આકાશમાં, ને પાતાળમા, અસ્ત્રથી ને શસ્ત્રથી, પણ નહિં મરૂં. અસ્તુ, અસ્તુ. એમ કહીને બ્રહ્માજી

અંતર્ધ્યાન થઇ ગયા. માટે તમે ઉત્સવ કરો. વધારે સારા સમાચાર તમને થોડીવારમાં આવી મળશે.

**કયાધુ**—મહર્ષિ, હું તમને લાંબી થઇને પગે લાગું છું.

(પગે લાગે છે.)

તમે મને આજે જાણે નવો જીવ આપ્યો હોય એટલો મોટો ઉપકાર કીધો છે. આજે મને કેટલો હરખ થાય છે તે હું કહી શકતી નથી.

(પ્રહ્લાદ ઉતાવળથી દોડતો દોડતો આવે છે.)

**પ્રહ.**—મા, મા, તને પુછતું કોઇ માણસ અહિં આવે છે.

**કયાધુ**—દીકરા કોણ છે?

**પ્રહ.**—હું તેને નથી ઓળખતો, પણ આ પેલો આવ્યો.

(સુબાહુ આવે છે.)

**સુબાહુ**—જય થાઓ, રાણી જય થાઓ. મહારાજ હિરણ્યકશિપુએ મંદરાચળથી પાછા વળી પાછી પોતાની સત્તા સ્થાપન કરી છે, અને પોતાના રાજ્યમહેલમાં પાછા પધાર્યા છે.

**કયાધુ અને સુગ્રીવા**—(એકીવારે અત્યંત હરખમાં) સાબાશ, સાબાશ, રૂષિજી આજે ખરેખરો ઉત્સવનો દિવસ છે.

**સુબાહુ**—મુનીશ્વર, હું વંદન કરૂં છું. ઉતાવળમાં ને હરખમાં મેં આપને જોયા નહિં, માટે મારો અપરાધ ક્ષમા કરો.

**નારદ**—આનંદના સમયમાં અપરાધ કરવાની વાતજ નહિં કરવી.

**સુબાહુ**—રાણીસાહેબ, સાવધાન થાઓ એમ જાણવું કે મહારાજના માણસો આપને તેડવાને અહિં આવી પહોંચશે. મને તેડવા મહારાજે મોકલ્યો છે પણ હું તેઓનાથી આગળ આવી ઉભો છું. માટે હવે વિલંબ નહિં કરવો જોઇએ. પ્રિય સુગ્રીવા, તું જવાની સામગ્રી જલદીથી તૈયાર કર.

સુગ્રીવા—(નારદજીને) મુનીશ્વર, આજ્ઞા હોય તો સર્વ ઉઠિયે.
નારદ—ભલે, ચાલો જઇને તૈયારી કરો.

(સર્વે જાય છે.)

---

## વિષ્કંભક.

### સ્થળ—આકાશ.

બે અપ્સરાઓ ધીરેધીરે વાતો કરતી જાય છે.

૧ અપ્સરા—સખી એ પ્રમાણે.

### શાલિનિ વૃત્ત.

દૈત્યાધીશે ભ્રાતનું વેર લીધું,
જીતી સર્વે જક્ત નાસ્તીક કીધું;
પીડા પામી સ્વર્ગના સર્વ વાસી,
શિઘ્ર જાએ છે વજ્રસાથ નાસી. ૧૪૬
યોભ્યા કેરો કામ ના એક દેખે,
જ્યાં ત્યાં પૂઠે દુષ્ટના દૂત પેખે;
ત્રાહે ત્રાહે દેવતાઓ કરે છે,
થાશે હાવાં શું જ ચિંતા ધરે છે. ૧૪૭

૨ અપ્સરા—ત્યારે તે સઘળા સ્વર્ગ મુકીને નાઠા તેની સાથે તું પણ નાઠી.

૧ અપ્સરા—હાસ્તો, બીજુ હું શું કરૂં? હિરણ્યકશિપુએ સ્વર્ગ પણ પોતાને હાથ કર્યું, એટલે મારાથી ત્યાં કેમ રહેવાય?

૨ અપ્સરા—ત્યારે તો હું ને તું બે સરખી. હિરણ્યકશિપુને હાથ જઇયે તો આપણી શી વલે થાય?

૧ અપ્સરા—ત્યારે તેમાંજ તહિંથી અહિં ને અહિંથી તહિં એમ નાસતી ફરૂં છું કેની.

૨ અપ્સરા—હું પણ બધે રખડીરખડીને થાકી પણ જ્યાં જોઊં ત્યાં એ દુષ્ટની સત્તા દેખું છું.

૧ અપ્સરા—પણ તું તો દેવતાઓની સાથે હતી કેની?

૨ અપ્સરા—હા. પણ મારા જેવી તેની વલે હતી.

૧ અપ્સરા—ત્યારે તેઓનું શું થયું.

૨ અપ્સરા—તેઓ સઘળા પરમાત્મા ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા.

## ગીતીવૃત્ત.

ગૃહ તારા ગણ લઇને, નક્ષત્રપતિ પળેછ જયમ નભમાં;
રૂષિ સુર સરવે સાથે, સચિપતિ ચાલ્યો ધરી ધીરજ મનમાં. ૧૪૮
ક્ષિરસાગરમાં આવી, જોડી પાણિ ઉભો રહિ વિલાપે;
ઓ પ્રભુ કર કરૂણા તું, પામે પીડા પુનીત વણ પાપે. ૧૪૯
તુજ મહિમા તુચ્છકારે, દુષ્ટ બુદ્ધિ ને અનીતિ આચરતો;
નિજ મહિમા ગવડાવે, તુજ ભક્તોને અતી બળે દમતો. ૧૫૦
સત્યોમય પરમાત્મા, અસત્યનો તું સહેછ જય કેમ;
વિશ્વ વિનાશ થશેરે, વિવિધ પ્રાર્થના સકળ કરે એમ. ૧૫૧

એ પ્રમાણે સઘળાઓએ પ્રાર્થના કરી.

૧ અપ્સરા—તેઓની પ્રાર્થનાનું ફળ તો કંઇ થયું નથી. અને ઉલટું દીન દીન પ્રત્યે હિરણ્યકશિપુનું બળ તો વધતું જાય છે.

૨ અપ્સરા—તેઓએ ઘણીજ પ્રાર્થના કરી ત્યારે એક મોટા ગંભીર શબ્દ થયો કે "હે દેવલોકો ને રૂષિયો, તમે ચિંતા માં કરો, એ અસુરનો અંત પાસે આવ્યો છે. એને પ્રહલાદ

નામે પુત્ર છે તે મોટો ભક્ત છે. તેને એ અત્યંત દુઃખ દેશે તે વેળા એનો કાળ થયાવિના રહેનાર નથી."

૧ અપ્સરા—એ પ્રમાણે તો કોણ જાણે ક્યારે થશે. આપણે ત્યાં સુધી આવું દુઃખ વેઠવાનું બાકી રહ્યું.

૨ અપ્સરા—(ગભરાઇને) અરેરે, આપણે આ શું કીધું? વાતમાં ને વાતમાં ક્યાં ચાલ્યાં આવ્યાં!

૧ અપ્સરા—(ગભરાઇને) કેમ વારૂ, એમ બોલે છે?

૨ અપ્સરા—કેમ વારૂં શું? જોની નીચે, આતો હિરણ્યકશિપુનું નગર આવ્યું. આપણી નીચેજ જોની શુક્રાચાર્યની આ નિશાળ આવી તેમાં છોકરાઓ ભણે છે.

૧ અપ્સરા—(જોઇને) હાય, હાય, આપણે વગર વિચારે અહિં ક્યાં આવ્યાં. ચલ ચલ અહિંથી જલદી જતાં રહિયે. નહિં તો વાઘના મોમાંથી બચવું મુશકેલ પડશે.

(બંને જણીઓ ઉતાવળી જતી રહે છે.)

विष्कंभक समाप्त.

# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—શુક્રાચાર્યની નિશાળ.

પ્રહલાદ અને બીજા નિશાળિયા.

૧ નિશા.--પ્રહલાદજી તમે કહ્યું કે—

### वसंततिलकावृत्त.

નાના પ્રકારનિ રૂડી રચના રચેલું,
બ્રહ્માંડ છે સકળ આ પ્રભુએ સૃજેલું;
રોપ્યાવિના ન જન પુષ્પની પ્રાપ્તિ જોય,
કેમે ન કારણવિના કંઇ કાર્ય હોય. ૧૫૨

ત્યારે જ્યારે કારણવિના કાર્ય નવ હોય તો પછી ઇશ્વરનો ઇશ્વર પણ કોઇ હોવો જોઇયે કેની?

પ્રહ.—કારણવિના કાર્ય નહિં હોય, એ નિયમ સૃષ્ટિનો નિયમ છે. સકળ સૃષ્ટિના કર્તા પરમેશ્વરનું સ્વરૂપ કેવળ નિરાળું છે, તેનાથી તે શ્રેષ્ટ છે, અને તેથી એ નિયમ તેને લાગુ પડે નહિં. તમારા કહેવા પ્રમાણે ગણિયે તો પહેલા ઇશ્વરને ઉત્પન્ન કરનાર બીજો ઇશ્વર હોય, બીજાને ઉત્પન્ન કરનાર ત્રીજો, ત્રીજાને ચોથો અને એ પ્રમાણે અંતજ નહિં આવે, માટે કોઇ પણ જગે અંત તો હોવો જોઇએ; અમુકઠેકાણે અટક્યાવિના આપણને ચાલશેજ નહિં.

૨ નિશા.—ત્યારે આપણે જે પદાર્થનું બ્રહ્માંડ બનેલું છે ત્યાંથીજ અટકીયે તો નહિં બને?

મહ.—એ ચૈતન્યરહિત વસ્તુ છે, તે વસ્તુ જડ છે. તેનાથી કંઈ થઈ શકતું નથી. અને સૃષ્ટિમાં હેતુમય જે અદ્ભૂત રચના રચેલી છે તે કરવાને તે સમર્થ નથી. જે અચળ હોય, જેના ગુણમાં કંઈ વધારો અથવા ઘટાડો થઈ શકતો નથી, તેજ સર્વ જગતનું મૂળ કારણ હોવું જોઈયે. પદાર્થ એ ચળિત વસ્તુ છે અને તેથી તેને આદ્ય હોવું જોઈયે.

૨ નિશા.—એ હું નહિ સમજ્યો.

મહ.—તેનું આદ્ય હોવું જોઈયે એટલે તેની ઉત્પત્તિ કોઈ પણ વેળાએ થઈ હોશે. એવી વસ્તુનો ત્યારે અંત પણ હોવો જોઈયે. તેમજ જેના ગુણમાં વધારો, ઘટાડો થાય, જેને આદ્ય અને અંત છે તે નાશવંત વસ્તુ છે, અને તે અચળ પણ નથી. આદ્યઅંતવિનાનું, અને સ્થિર માત્ર ચૈતન્યજ હોઈ શકે છે. માટે ચૈતન્યરૂપ ભગવાન એજ સર્વ વસ્તુનું કારણછે.

૧ નિશા.—હવે હું સમજ્યો, અને એટલાંજ માટે પરમેશ્વરની વિશાળતા કહી પણ શકાતી નથી.

મહ.—એ ચૈતન્યરૂપ બ્રહ્મ સત્યોમય છે, તેથી દુષ્ટ કર્મને તે ધિક્કારે છે. જેમ તેજને અને તિમિરને વેર છે, શીત અને ઉષ્ણતાને વેર છે, તેમ સત્યને અને અસત્યને વેર છે. સરએ સરખા ગુણને સ્નેહ છે. ભગવાન સત્ય સ્વરૂપ છે તેથી સત્ય કર્મ કરનારાઉપર તે પ્રસન્ન થાય છે, અને જેઓ પાપ કરે છે તેનાં ઉપર તે કોપે છે.

૨ નિશા.—બરાબર છે. અને એટલાંજ માટે ભગવાનના જેઓ ભક્ત છે તેઓ અનીતિને ધિક્કારીને પુણ્યના કામ કરેછે.

મહ.—એવાં કામ કર્યાવિના ભગવાન પ્રસન્ન થતા નથી, અને

ત્યારે આ સંસારરૂપી દુઃખદાયક જાળમાંથી માણસ મુક્ત કેમ થાય? સારાં કર્મનું સારૂં ફળ ને માઠાંનું માઠું.

**वसंततिलका.**

રોપી કુટીલ તરૂ કંટકનો જનોરે,
સુસ્વાદ લે ક્યમ કરી સહકારનોરે;

ઇશ્વરને અણગમતાં કર્મ એટલે પાપ કરીને મુક્તિની ઇચ્છા રાખે, તે મૂર્ખ માનવો.

પાષાણ પુષ્ટ જન પાતકનો ગ્રહે છે,
સંસાર સિંધુ તરૂં વ્યર્થ ચિતે ચહે છે. ૧૫૩

૩ નિશા.—પ્રહલાદજીના કહેવાપ્રમાણે હું જીદાડથી ભગવાનનું ભજન કરૂં છું, તીદાડથી મારાં મનને ઘણોજ સંતોષ અને સુખ થાય છે.

પ્રહ.—જે આપણો કર્તા છે તેની ભક્તિ કરવી એ આપણો ખરો ધર્મ છે.

૪ નિશા.—પણ એ ભગવાન કેવા હોશે.

૧ નિશા.—આટલા દહાડા થયા છતાં હજી તેં એ નહિં જાણ્યું? ભગવાન નિરાકાર છે; તેને માણસના જેવાં કંઇ પણ અવયવો નથી.

પ્રહ.—અને તે છતાં તે સઘળું જોય છે, સઘળું સાંભળે છે અને સઘળું કરે છે.

૨ નિશા.—ત્યારે તેને આકાર કેમ નહિં હોય વારૂ?

પ્રહ.—જે વસ્તુને આકાર હોય તે સ્થિતિસ્થાપક હોય એટલે તેનું પ્રમાણ હોય. શ્રીભગવાન સર્વવ્યાપક છે. એ નિરા-

કાર ભગવાનની જે ભક્તિ કરે છે અને સદાચરણથી ચાલે છે તેનું કલ્યાણ થયાવિના રહેતું નથી.

૧ નિશા.—એવાં નિરાકાર ચૈતન્ય સ્વરૂપની આરાધના કેમ થાય?

પ્રહ.—પૂજા બે પ્રકારની છે. જેઓ ઘણા જ્ઞાનને પામી ગયા છે, અને ઇશ્વરનું સાચું તત્વ જેઓ ઓળખે છે, તેઓએ તો માનસીક પૂજાજ કરવાની છે. પણ સઘળાં માણસો કંઇ એવાં નથી હોતાં. જે નિરાકાર છે તેનું ચિંતન કરવું ઘણું કઠિન છે, અને જ્યાં સુધી હૃદયમાં સ્થિરતા આવી નથી, ત્યાં સુધી ચિંતન થતું નથી. માટે ચિત્ત સ્થીર ચોંટે તેને માટે મૂર્તિમાન સ્વરૂપ કલ્પીને પણ ઇશ્વરની આરાધના કરવી. જેઓ આસ્તા રાખીને કોઇ પણ રીતે ભગવત ભજન કરે છે, તેના ઉપર ભગવાન કૃપા કર્યાવિના રહેતા નથી. જે માણસ ભગવાનઉપર નિરંતર આસ્તા રાખી રહે છે તેની ચિંતા ભગવાન રાખ્યાવિના રહેતા નથી. સંકટની વેળાએ તેની સહાય કરચાવિના પણ તેમને ચાલતુંજ નથી.

૧ નિશા.—પ્રહલાદજી, હું આશ્ચર્ય પામુ છું કે આ સઘળી વાત તમે ક્યાં શીખી આવ્યા?

પ્રહ.—મારી માતા કયાધુ નારદ રૂષીના આશ્રમમાં રહી હતી તે વેળા નારદજી તેને એવું એવું જ્ઞાન સંભળાવતા હતા. તે તેને તો કંઇ યાદ નહિં રહ્યું પણ મારા મનને એ વાત ખરી લાગતી ગઇ અને ચોંટતી ગઇ. તેમ વળી રૂષીના શિષ્યોનો પણ મને સંગ થયલો. ઘણુંખરૂં તેમની સાથે ને સાથે હું રહેતો અને તેથી આ થોડુંઘણું જાણું છું.

૨ નિશા.—આપણા ગુરૂ શુક્રાચાર્યે કોઇ પણ દિવસ આવું જ્ઞાન નથી આપ્યું.

૧ નિશા.—તેમની શીખવવાની રીતથી ઉલટી માઠી અસર થતી હતી.

૨ નિશા.—આવી આવી અહિં વાતો થાય છે એ વાત ગુરૂજી આવી જોય તો શી વલે થાય?

પ્રહ.—આવે તો શું થયું? આપણે ક્યા ખોટું કામ કરીયે છૈયે.

૧ નિશા.—હવે ક્યાંથી આવી પહોંચે? હવે તો નિશાળ છુટવાનો વખત થયો, માટે હવે તો "નમો ચિત્ર વિચિત્ર" એ કહીને જઇયે.

પ્રહ.—હા, ત્યારે તેમ કરીએ.

(સઘળા નિશાળિયાઓ ઉભા થઇ ગાય છે.)

## ભુજંગી છંદ.

નમો ચિત્ર વિચિત્ર ઓ વીશ્વકર્તા,
નમો પ્રાણિના પ્રાણ આધાર ભર્તા;
નહિં રૂપ અદ્ભૂત તારૂં કળાએ,
નિરાકાર સંધે તથાપી જણાએ. ૧૫૪
નહિં નેત્ર તોએ બધું તું જુએ છે,
નહિં કર્ણ તોએ બધું તું શુણે છે;
નહિં હસ્ત તોએ બધું તું કરે છે,
વિના પાગ સર્વત્ર તું સંચરે છે. ૧૫૫
વિના નાસિકા સર્વ ગંધો લહે છે,
વિના મૂખ બોલે, ભર્યો તું રસે છે;
વિના શીર તું જ્ઞાન ભંડાર ભાસે,
વિના રૂપ અદ્ભૂત તે જે પ્રકાશે. ૧૫૬

કરે સ્પર્શ અસ્પર્શ પોતે તથાપી,
રહ્યો સત્ય ચૈતન્ય રૂપે તું વ્યાપી;
લહ્યું સ્થાન ત્રીકાળનું તું વિશેરે;
સદા મૂળ ત્રીશક્તિનું તું હિશેરે. ૧૫૭
(જો) કૃપા થાય તારી કૃપાળૂ સ્વરૂપ,
(તો) રૂદેમાં લહે સજ્જનો તૂજ રૂપ,
સદાચાર સ્નેહે કરે તારિ ભક્તિ,
તરી પ્રાણિ સંસાર પામેછ મુક્તી. ૧૫૮
તજી નિત્ય આત્મા તણું સ્થાઇ સૂખ,
ક્ષયી કાયનું અલ્પ ઇચ્છેછ મૂર્ખ;
સહૂ સારની સાર નિષ્કામ સેવા,
કરૂણા કરી આપ દેવાધિ દેવા. ૧૫૯

(શુક્રાચાર્ય ઓચિંતા આવી પહોંચે છે.)

શુક્રા.—(ક્રોધમાં) રે મૂર્ખો, તમે આ શું કુતુહળ માંડ્યુ છે?

(ઘણા છોકરાઓ થરથર ધ્રુજે છે પ્રહલાદ જરા પણ બીહોતો નથી.)

હુંક્યારનો સાંભળ્યાં કરતો હતો. કોણે શીખવ્યું રે એ તમને?

(એક બે છોકરાં ધીરેધીરે બોલે છે.)

એમાં અમારો વાંક નથી, અમને તો પ્રહલાદે

(બોલતા રહી જાય છે.)

શુક્રા.—પ્રહલાદજી, હું કેટલા દિવશ થયાં વિચાર કરતો હતો કે સહુની વૃત્તિ કેમ ફરી ગઇ છે? પણ આજે માલમ પડી આવે છે કે તમે સઘળું તોફાન કરો છો.

પ્રહ.—ગુરૂજી, સદ્‌ગુણનો અને ભગવાનની ભક્તિનો બોધ કરવો એમાં કંઇજ ખોટું નથી.

શુક્રા.—આ કેવાં વચન કહેવાય? તમારા પિતા એમ જાણશે

કે તમે વિષ્ણુની ભક્તિ કરો છો, તો પછી શું પરિણામ થશે તે જાણો છો?

પ્રહ.—તેઉ જાણે તો તેની મને કંઇ ચિંતા નથી. શ્રીનારાયણની ભક્તિ જેઓ કરતા નથી તેઓ મોટા અપરાધી છે. તેમજ સદ્‌ગુણની પ્રશંસા કરવી અને દુર્ગુણને ધિક્કારવા, એ સર્વ કોઇને ઘટે છે.

શુક્રા.—(મનમાં) મારા પુત્ર શંડામર્કાને આવાં આનાં ચરિત્રની ખબર છે કે નહિં? જો તે જાણતો હશે ને મને નહિ કહ્યું તો તેની મોટી ભુલ છે.

શંડામર્કા આવે છે.

(પ્રકાશથી) શંડામર્કા તેં પ્રહલાદને આવું શીખવ્યું છે, કે નારાયણની ભક્તિ કરવી તે શિવાય બીજું કંઇ સાચુ નથી?

શંડા.—પિતાજી હું એવું શીખવું પણ ખરો? પ્રહલાદ જ્યારથી અહિં ભણવા આવ્યા છે ત્યારથી બીજું શિખવિયેં છૈયેં તે ધ્યાનમાં લેતા નથી, અને આખો દહાડો એવામાં ને એવામાંજ લક્ષ રાખે છે.

શુક્રા.—ત્યારે તેં મને એ વાત કેમ નહિં કહી? હિરણ્યકશિપુ જાણશે તો શું થશે તે તું જાણે છે?

શંડા.—મેં તેમને એકવાર એ વાત વિદિત કરી હતી અને તેમણે એના દિલમાંથી એ વાત કહાડી નંખાવવા વિશેષ પ્રયત્ન કરવાનું તેમણે કહ્યું હતું.

શુક્રા.—એણે તો સઘળાઓનાં મન ફેરવી નાખ્યાં છે. આ નિશાળને સહુએ મળીને એક ભજનનો અખાડો કરી મુક્યો છે. પણ ઠીક છે, કંઇ ચિંતા નહિં. આ સઘળા નિશાળિઆ-

ઓને તું લઇ જઇ પાછલી ઓરડીમાં ગોંધ, અને પ્રહલાદને હું મારી સાથે લઇ જાઉં છું

શંડા.—જેવી તમારી આજ્ઞા (નિશાળિઆઓને) ચાલો મારી સાથે, રે મૂર્ખો.

(સહુ તેની સાથે જાય છે અને શુક્રાચાર્ય પ્રહલાદને લઇને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—હિરણ્યકશિપુનો મહેલ.

કયાધુ અને સુગ્રીવા.

કયાધુ—સખી સુગ્રીવા, આજ જોની હજીસુધી પ્રહલાદ નથી આવ્યો.

સુગ્રીવા—હા જુઓની, બપોર થયા. ભોજનની વેળા થઇ છે ને હજી કોણ જાણે કેમ કુંવર નહિં આવ્યા.

કયાધુ—મને તેથીજ ચિંતા થાય છે તો.

સુગ્રીવા—ગુરૂની આજ્ઞા નહિં થઇ હોય તેથી વાર લાગી.

કયાધુ—પણ કોઇ દહાડો વાર નથી લાગતી ને આજે કેમ લાગી? વારૂં તું જરા બારીએ જોતો ખરી.

સુગ્રીવા—બાઇસાહેબ, લ્યો જોઉં છું, પણ એ આવશે તો કંઇ ઢાંક્યું રહેશે. (બારીએ જઇ જુએ છે ને થોડીવાર રહીને) લ્યો તમારે કુંવર આવ્યા પણ આજ તો ગુરૂ શુક્રાચાર્ય પણ સાથેછે.

કયાધુ—ગુરૂ શુક્રાચાર્ય?

સુગ્રીવા—હા, બાઇસાહેબ.

કયાધુ—એ કેમ આવ્યા હશે. મને ચિંતા થાય છે.

સુગ્રીવા—વળી એમાં તે ચિંતા શાની કરોછો.

(શુક્રાચાર્ય પ્રહલાદને લઇને આવે છે.)

શુક્રા.—કલ્યાણ થાઓ, રાણી, કલ્યાણ થાઓ.

કયાધુ—આજ અમને કૃતાર્થ કીધાં. બીરાજો આ આસનઉપર.

(શુક્રાચાર્ય બેસે છે.)

કયાધુ—ગુરૂજી, આજ તમે કૃપા કેમ કરી?

શુક્રા.—અહો મહિષી, કેટલા દિવસથી સઘળા નિશાળીઆઓની ચિત્તવૃત્તિ કેવળ ફરી ગયલી જોઇને હું આશ્ચર્ય પામતો હતો કે એમ કેમ થયું. પણ આનું ખરૂં કારણ મને જણાઇ આવ્યું. આપના કુંવરે સઘળો ઉત્પાત કરી મુક્યો છે. જે જે શીખવવામાં આવે તે નહિ ભણતાં, જગતમાં નારાયણનું નામ એજ સાચું તત્વ છે એવો પોતેજ માત્ર લવારો કર્યા કીધો છે, એમ નહિં પણ સઘળાઓને ઉપદેશ કરી કરી ભ્રષ્ટ કર્યા છે, ભણવાનું મુકી દઇને ભજન કિર્ત્તન કરવા સહુએ માંડ્યું છે.

કયાધુ—રે કુંવર તું આ શું કરે છે તારા બાપ જાણશે તો તારી શી વલે થશે? એકવાર તો શંડામર્કાએ આવીને કહ્યું ત્યારે અત્યંત કોપાયમાન થયા હતા, અને કેટલું સમજાવ્યા ત્યારે શાંત થયાં.

પ્રહ.—પણ મા, એમાં હું કંઇ ખોટું કરતો નથી.

કયાધુ—દીકરા, તું વગર સમજે શું બોલે છે? પૃથ્વીઉપર બીજો કોઇપણ પુરૂષ નારાયણનું નામ લે છે તો તેને તરત મારી નાખવામાં આવે છે, તારા બાપે કેવી સખત આણ ફેરવી છે તે તું જાણતો નથી.

પ્રહ.—તે હું જાણું છું. પણ તેઓ અઘટતું કરે છે.

કયાધુ—અરે, તું આ શું કરે છે ! તારા બાપને પણ તું એ પ્રમાણે કહેતાં બીહતો નથી ?

સુગ્રીવા—કુંવર, તમે કેવળ બાળક બુદ્ધિ છો. મહારાજાને દેવતાઓ સાથે અત્યંત વેર છે, અને નારાયણ દેવતાઓને સહાયતા આપે છે તે તમે જાણો છો ? શત્રુને સહાય કરનાર તે આપણો શત્રુ, તેનું નામ કેમ લેવાય ?

પ્રહ.—સુગ્રીવા, તું મૂર્ખ છે. દેવતાઓ સદ્‌ગુણના રૂપ છે. શ્રીનારાયણ એ સઘળા સદ્‌ગુણોરૂપી કીર્ણના સૂર્યરૂપ છે. સદ્‌ગુણ તેને પ્રિય છે અને દુર્ગુણને તે ધિક્કારે છે. ડાહ્યા માણસો સદ્‌ગુણને સહાય આપે છે તો પછી પરમેશ્વર તેમ કરે એમાં શી નવાઇ છે ?

કયાધુ—ગુરૂજી, પ્રહલાદ તો ખરેખર ગાંડો થઇ ગયો છે. તમે એને ઠેકાણે નહિં લાવો તો તેમ કરવાને બીજો કોણ સમર્થ છે?

શુક્રા.—મહિષી, તમે સાચું કહો છો. એ નાદાન છે પણ મને પણ એ એવા ને એવાજ ઉત્તર આપે છે ત્યાં હું શું કરૂં?

કયાધુ—(પ્રહલાદને) દીકરા, આમ મારી પાસે આવ.

(હાથ પકડી પોતાની પાસે બેસાડે છે.)

જો તું હવે મોટો થયો અને હવે નાદાન થાય એ કંઇ સારૂ નહિં.

પ્રહ.—મા, તેં મને જન્મ આપ્યો માટે મારે તને વિશેષ કહેવું ઘટારત નથી; પણ તમે સહુ જો પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છતાં હોવ તો વૈરભાવ મુકી દઇને, શ્રીનારાયણના નામનું રટણ કરો.

કયાધુ—(જરા રીસ કરીને) રે શું બહુ ફાટ્યો કે? જ્યાં સુધી હું

બોલતી નથી ત્યાં સુધી. આપણે નારાયણનું શું કામ છે ? ખબડદાર જો ફરીથી તેનું નામ લીધું તો.

પ્રહ.— **दोहरा.**

રે રે મુજને શું કહે, આ તું મા ઉત્પાત;
કેમ કરી આએ તજ્યો, તાત તણો જે તાત. ૧૬૦
દિનરાત્રી ચિંતા ધરે, જિવની જે જગતમાંહ્ય;
પ્રાણી તણું ચૈતન્ય તે, કેમ તજ્યોરે જાય. ૧૬૧
માયા નાગણ મનુષને, મારે આરે પાસ;
નારાયણનું નામ એ, ગરૂડ પમાડે ત્રાસ. ૧૬૨
આત્માનું સુખ સાધવા, સાચો એક ઉપાય;
નારાયણના નામનો, ક્યમ મુજથી મૂકાય. ૧૬૩

સુગ્રીવા—બાઇસાહેબ, મહારાજ પધારે છે.

(હિરણ્યકશિપુ આવે છે સહુ ઉઠીને તેને સત્કાર કરે છે.)

શુક્રા.—જય થાઓ મહારાજ, જય થાઓ.

હિરણ્ય.—મહાચાર્ય, બિરાજમાન થાઓ.

(સહુ બેસે છે.)

ગુરૂ શુક્રાચાર્ય, પ્રહલાદ, હવે તો આપણી નીતિ તથા રીતી કંઇ શીખ્યો કે નહિં ? શંડામર્કાએ એવી એની અજ્ઞાનતા દૂર કરી હશે એમ હુંધાઉં છું

શુક્રા.—મહારાજ, હું આપને શું કહું. પ્રહલાદજી નારાયણનું નામ પકડી રહ્યા છે, તેથી બીજું કંઇજ ભણતા નથી.

કયાધુ—હજી એ બાળક બુદ્ધિ છે. એ ધીરેધીરે સમજશે એટલે બધું શીખશે.

હિરણ્ય.—(ક્રોધથી) કેમરે બાળકા, ગુરૂ શુક્રાચાર્ય આ શું કહેછે ?

કયાધુ—(મનમાં) રખેને મહારાજ સાથે પણ એ જીદ કરતો.

પ્રહ.—પિતાજી, ગુરૂજી ખરૂં કહે છે. મને નારાયણના નામ-વિના બીજુ કંઇ ગમતું નથી. કેમકે સંસારમાં માયામાં સાચું તત્વજ એ છે?

હિરણ્ય.—હે મૂર્ખ! તું શું બકે છે?

પ્રહ.— **प्रहर्षणीवृत्त**

સાચું હું ફરિ કહું છું પિતાજિ શૂણો,
શું ક્રોધે, શુણિ હરિ નામ શીશ ધૂણો;
સંસારી ખટપટમાં તમે છળાયા,
ન્યાળીને નિજબળને હસેછ માયા. ૧૬૪
ખાવાનું જ્યમ શિશુને બતાવિ ચોર,
શૃંગારો ગ્રહિ કરતા કુકર્મ ઘોર;
માટે હ્યો શુભ હરિની સહાય ચેતી,
અંતેરે બરિ નહિં તો થશે ફજેતી. ૧૬૫

હિરણ્ય.— **वसंततिलकावृत्त.**

પાપિષ્ટ તેં લજવ્યું છે નિજ કુળ આજે,
મિથ્યા થયો શ્રમ કર્યો બહુ તૂજ કાજે;
આજ્ઞા પિતા તણિતજી ઊલટો પળે છે,
તે પુત્ર નર્ક વસશે જગમાં કહેછે. ૧૬૬

પ્રહ.—પિતાજી આપની આજ્ઞા ઉલ્લંઘન કરવાની હું ઇચ્છા રાખતોજ નથી.

---

૧૬૪ તમે સંસારની ખટપટમાં પડીને, માયાથી ભોળવાઇ-છેતરાઇ ગયા છો. માયા પોતાનું બળ જોઇને હસે છે. તમારા જેવાનો પરાભવ કરી માયા જ્યારે પોતે વિચાર કરે ત્યારે હસે છે.

હિરણ્ય.—મારી આજ્ઞા ઉલ્લંઘન નથી કરતો? ત્યારે આ શું કરે છે? દેવતાઓ જે મારા શત્રુ તેનો સદા પક્ષ ખેંચે છે, અને તેને સહાય કરનાર જે વિષ્ણુ તેની ભક્તિ લઇ બેઠો છે, એ શું કહેવાય ત્યારે?

શુક્રા.—મહારાજ, એ પોતે એ પ્રમાણે કરે છે એટલુંજ નહિં, પણ નિશાળમાં ભણનારા સઘળાઓની એણે ચિત્તવૃત્તિ ફેરવી નાખી છે. નિશાળને એક ભજનનો અખાડો કરી મુક્યો છે.

પ્રહ.—માબાપની સેવા કરવી એ પુત્રનો ધર્મ છે, તેમજ સર્વ શક્તિમાન ભગવાન જે નર્ક ભય ટાળે છે તેનું રટણ કરવું, એ માણસનો પ્રથમ ધર્મ છે.

હિરણ્ય.— **वसंततिलका.**

શું ધર્મ ધર્મ સમજ્યા વણ તું લવે છે,
થાજો પિતા વિરૂધ એમ શું શીખવે તે;
આશા ધરી શિદ તને અવતાર દીધો,
મે રત્ન લોભથિ મણીધર પ્રાપ્ત કીધો. ૧૬૭

પ્રહ.—પિતાની રૂડી આજ્ઞા પુત્ર પાળવીજ જોઇયે તેમજ તેણે દુષ્કર્મ કરવાથી નિરંતર દૂર રહેવું જોઇયે.

**वसंततिलका.**

ઓંકારરૂપ પ્રભુ સત્યનું બિંદુ સોય,
સદ્ગૂણ કીણું દિપતા સુર સર્વ કોય;
તેનું ન સેવન કર્યા પણ બ્રહ્મ લાવે,
શું લાભ થાય સુરસું નિત વેર સાવે. ૧૬૮

## પ્રહર્ષણીવૃત્ત.

સેવો છો સત તજિને અસત્ય નિત્યે,
ચિંતા તો, ભવિષતણી ધરો ન ચિત્તે;
ડંસેલા કુમતિ અહીનું વીશ પાપ,
ટાળે હો હરિ મણિવીણ ચિત્તતાપ. ૧૬૯

હિરણ્ય.—(અત્યંત ક્રોધ કરીને) આઃ દુષ્ટ! મને બોધ કરે છે? તારો કાળ આવ્યો છે.

કયાધુ—ક્ષમા, સ્વામિનાથ ક્ષમા, એ બાળક બુદ્ધિ છે. શું સમજે?

હિરણ્ય.—હે પ્રિયા! એ દાનવકુળમાં અંગારો ઉઠ્યો છે તે સઘળાને બાળ્યાવિના નહિં રહે. માંટે તું કાંઇજ બોલીશ નહિં, હું કંઇજ દયા લાવવાનો નથી. મારી આણ મિથ્યા નહિં થવા દઊં.

સુગ્રીવા—કુંવર, મહારાજને પગે લાગીને ક્ષમા માગો કે હવે એ પ્રમાણે નહિં કરૂં.

પ્રહ.—અરે તમે આ પ્રમાણે શીદ કુતુહળ કરો છો? જન્મમરણ માત્ર હરીનેજ હાથ છે. તેની ઇચ્છાવિના કંઇ પણ થઇ શકતું નથી.

હિરણ્ય.—હેં તું શું બોલ્યોરે? જન્મમરણ તારા હરીને હાથ છે? હમણા બતાવું છું. રે બહાર, કોણ છે?

કયાધુ—પ્રાણનાથ હું તમારે ખોળે માથું મુકી માગી લઊં છું કે આટલી વાર કૃપા કરી શાંત થાઓ.

---

૧૬૯ કેટલીએક પાછલી વાર્તાઓમાં આવે છે કે નાગે કરડેલા માણસોને જ્યાં ડંખ હોય ત્યાં મણી લગાડ્યાથી ઝેર ઉતરી જાયછે.

હિરણ્ય.—બસ કર હું નથી માનવાનો.

છડીદાર આવે છે.

છડિદાર—જય થાઓ, મહારાજ જય થાઓ.

હિરણ્ય.—હે છડીદાર, આ કુંવરને અહીંથી બાંધી લ્યો.

કયાધુ—રે દેવ!

હિરણ્ય.—(છડીદારને) શું જોયા કરે છે? સાંભળતો નથી? કુંવરને બાંધી લઇ મારી સાથે ચાલ.

(એમ કહી ઉઠી જાય છે.)

છડીદાર પ્રહ્લાદને લઇને તેની પાછળ જાએ છે.

કયાધુ—રે હાય, હવે શું થશે.

(એમ કહી તેપણ પાછળ જાય છે અને સુગ્રીવા ને શુક્રાચાર્ય પણ પાછળ જતાં રહે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજ્યસભા.

હિરણ્યકશિપુ, પ્રધાન, ઈત્યાદિ સભાસદો.

હિરણ્ય.—પ્રધાનજી, એ પાપિષ્ટ પ્રહ્લાદનો અંત આણ્યો કે નહિં?

પ્રધાન—મહારાજ સમાચાર આવતા હશે. પણ આપે કંઇ દયા કરી હોત તો બહુ સારૂં. રાણી કયાધુ ઇત્યાદિ સર્વ આક્રંદ કરી બેઠાં છે.

હિરણ્ય.—પ્રધાનજી, તમે શું મારૂં વચન મિથ્યા કરવા ઇચ્છો છો?

પ્રધાન—મહારાજ, ગમે તેવો છે પણ આખર તે પુત્ર છે.

**હિરણ્ય.**—ધિક્કાર! શું પુત્ર છે? એ દુષ્ટ મારો પુત્ર ન હોય. આખી પૃથ્વીઉપર કોઇ મારી આજ્ઞા નથી લોપતું ને શું એને લોપવા દઇશ?

**પ્રધાન**—પણ હજી એની વય ઘણી નાની છે. તે ઉપર મહારાજે વિચાર કર્યો હોત તો સારૂં.

**હિરણ્ય.**—વય નાની છે પણ બુદ્ધિ ઘણી મોટી છે. વજ્રદેવની ચિણગારી મોટી ઘાસની ગંજીને બાળી નાખે છે.

**પ્રધાન**—પણ મહારાજ એ શું આપને કરી શકત?

**હિરણ્ય.**—મારા શત્રુનો પક્ષ કરનારને શું હું મારી ગોદમાં ઘાલું એવો તમારો વિચાર છે? મને લાગે છે કે તમે મારા હુકમ પ્રમાણે અનુચરોને નહિં કહ્યું હોય.

**પ્રધાન**—મહારાજ આપની ઇચ્છાથી હું ઉલટો બોલ્યો એ અપરાધ ક્ષમા કરો, અને આપના હુકમનો હવે તો અમલ થઇ ચુકો હશે.

એક અનુચર આવે છે.

**અનુ.**—જય થાઓ, મહારાજ જય થાઓ.

**હિરણ્ય.**—હે અનુચર, પાપિષ્ટ પ્રહ્લાદને આ દુનિઆમાંથી દૂર કીધો કે હજી તે જીવે છે?

**અનુ.**—આપના હુકમ પ્રમાણે કુંવરને અમેલઇ નગર બહાર ગયા પછી—

**હિરણ્ય.**—પછી શું? જીવે છે કે મર્યો?

**અનુ.**—મહારાજ, સાંભળવાની કૃપા કરો. પછી.

**शार्दुलविक्रीडित वृत्त.**

છેદ્યો વ્યોમથિ ચંદ્ર તેમ ધરણી નાખ્યો ઊંચા શૈલથી,
હીરો તીમિરમાંહ્ય તેમ દિપતો તે ગવ્હરે તેજથી;

મોહ્યા વ્યાલ વિછૂ મૃદુસ્વર શુણી, જાણે ધુમી વાંસળી,
કોપ્યા કેસરિ વ્યાઘ્ર ને વરૂ નમે તેને સહર્ષે મળી. ૧૭૦
તાતા તેલવિશે વિલાસ કરતો, કાલિંદિના નીરમાં,
પ્રેર્યો અગ્નિ દિપે મહી જળકુંડે જાણે વિંટ્યો ચંદ્રમા;
બાંધી પાસ ભુજંગના ઉદધિમાં નાખ્યો સહૂ કોપતાં,
જાણે સુરસરીતમાં પશુપતી સ્નાને રહ્યા શોભતા. ૧૭૧
નાખ્યાં અસ્ત્ર સહસ્ત્ર વજ્રવણુ છે, તો એ ન સ્પર્શ્યા અરે,
વીંટ્યું અંગ પતંગનું ત્યમ રહ્યો તે તેજને પિંજરે;
ગાતો તે ભગવાનને ઉલટથી શ્રદ્ધા તજી ના પળ,
કીધા કોટિ ઉપાય નિષ્ફળ ગયા છે તે હજી કૂશળ. ૧૭૨

---

૧૭૦ જેમ આકાશમાંથી ચંદ્રમાને ઉખેડી નાખી પૃથ્વી ઉપર ફેંક્યો હોયની તેમ તેને પર્વતની ટોચઉપરથી પૃથ્વીઉપર નાખી દીધો, વળી તેને પહાડોની ગુફામાં પણ નાખ્યો તો તહાં અંધારામાં હીરો પ્રકાશતો હોય તેમ પ્રકાશવા લાગ્યો, જાણે વાંસલી વાગી હોયની તેમ તેને મધુરૂં બોલતો સાંભળીને સર્પ ને વીછુ પણ મોહ પામી ગયા, અને સિંહ, વાઘ અને વરૂ ત્રણેને ખીજવ્યા તોપણ તેઓ હરખથી તેને જઇને નમ્યા.

૧૭૧ તેલની કડા કકડાવીને તેમાં તેને નાખ્યો, તો કાલિંદી એટલે શ્યામ એવી જે જમનાનદી તેમાં વિલાસ કરતો હોય તેમ ક્રીડા કરવા લાગ્યો. તેની આસપાસ ચોગરદમ અગ્નિ સળગાવ્યો, તો ચંદ્ર જાણે જળકુંડાથી વીંટલાયલો હોયની તેમ તે શોભવા લાગ્યો; ત્યારે સહુએ ખીજવાઇને મોટા મોટા ભુજંગનાં તેને બંધન બાંધી દરીઆમાં નાખ્યો તો તેમાં, જાણે આકાશ ગંગામાં મહાદેવ સ્નાન કરતા હોયની તેમતે શોભવા લાગ્યો.

૧૭૨ હજારો હથિઆર તેને માર્યા અને તેનું ખુલ્લું

**હિરણ્ય.**—રે ધિક્કાર! ધિક્કાર! બેશક સહુએ મળીને કપટ કર્યું છે. પ્રધાનજી!—

**પ્રધાન**—(ધ્રૂજતા ધ્રૂજતા) મહારાજ, મારો કશો પણ અપરાધ નથી. મેં એ લોકોને સખ્ત હુકમ આપ્યો હતો કે એને જીવતો નહિં લાવતા.

**હિરણ્ય.**—તમે સર્વે સંપ કરી મારા વેરી થયા છો. પણ કપટ કોઇ પણ દહાડો ઢાંક્યું રહેતું નથી. તમારા એકેએકનો હું ઠામ ફેડીશ. મારી સાથે છલ કરનાર શું શું સુખે બેશસે?!

**પ્રધાન**—(મનમાં) રે હવે મારા ક્યાં ભોગ લાગ્યા કે મેં મહારાજાને દયા લાવવાનું કહ્યું?

**અનુ.**—મહારાજ, ક્ષમા કરો. આપની સાથે કોઇએ પણ કપટ કર્યું નથી. કુંવરને મારી નાખવાને ખરેખર સઘળા ઉપાય કીધા તે સઘળા નિષ્ફળ ગયા તેમાં અમે લાચાર છૈએ.

**હિરણ્ય.**—ક્યાં છે એ દુષ્ટ પ્રહલાદ? લાવ એને અહિં.

**અનુ.**—જેવી આપની આજ્ઞા,

(જાય છે અને પ્રહલાદને લઇને આવે છે.)

**હિરણ્ય.**—(પ્રહલાદને) રે પાપિષ્ટ! શું તું એમ સમજે છે કે સઘળાને ભોળવી નાખ્યાથી તું ઉગરી ગયો?

**પ્રહ.**—પિતાજી, આપ શાને કોપ કરો છો? જો મેં કોઇને ભોળવ્યા હોય તો તેઓ મને મારી નાખવાને આટલા બધા ઉપાય શું કરવા કરે?

---

અંગ હતું તે છતાં તે તેને જરા લાગ્યાં નહિં, અને સૂર્યના ગોળાની આસપાસ જેમ તેજ વીંટલાઇ રહેલું છે, તેમ તેની આસપાસ તેજ ફરી વળ્યું અને તેજનું પાંજરૂં હોયની તેમ થઇ રહ્યું.

**હિરણ્ય.**—હું સઘળું સારીપેરે સમજું છું. તમે સઘળા સંપ કરી મારી સામુ ફીતુર કરવા તૈયાર થયા છો.

**પ્રહ.**-તમારા મનમાં એવો વિચાર આણવાનું કંઇપણ કારણ નથી.

**પ્રધાન**—(મનમાં) ધન્ય છે કુંવર, તેં અમને ઉગાર્યા.

**હિરણ્ય.**—શું કારણ નથી? કંઇ ચિંતા નહિં. તારી વશીકરણ વિદ્યા ચલાવ મારાઉપર જોઉં કેમ ચાલે છે?

**પ્રહ.**— **हरिणीप्लुता.**

કવિ કોવિદ ને મુનિ દેવતા, પુરણ મોહિત જેથિ સહૂ થતા;
હરિનામ પ્રસિદ્ધ જગે કહ્યું, અવર કો વાશેકર્ણ નથી લહ્યું. ૧૭૩

**હિરણ્ય.**—

શું હરી હરિ તું નિત ઉચરે, કહિં હરી બતલાવ મને ખરે;
બળ નીરખું કેટલું તે ધરે, મુજથિ ગુપ્ત ભલો નિત જે રહે. ૧૭૪

**પ્રહ.**—પિતાજી તે ગુપ્ત છેજ નહિં. જેના નેત્રમાં જ્ઞાનરૂપી અંજન થાય છે તેને તે સર્વત્ર દેખાય છે. સૃષ્ટિમાં એક પણ એવી વસ્તુ નથી કે જેમાં તે નથી.

**પ્રધાન**—મહારાજ કહે છે તે ખરૂં છે. જો બધી વસ્તુમાં તે રહેલો છે તો તે કેમ દેખાતો નથી?

**પ્રહ.**— **शिखरिणीवृत्त.**

ન જાણેરે દૃષ્ટિ લવણમય અંભોનિધિ છતે,
મળે ક્યાંથી ક્ષાર સલિલ રવિઅંશે ઉડિ જતે;
ખરૂં તેવું ભાસે, અખિલ જગ બ્રહ્મમય સદા,
જુદૂં જ્ઞાને થાતાં ગુણિજન લહે તત્વ સુખદા. ૧૭૫

**હિરણ્ય.**—રે દુષ્ટ તારો અંત પાસે આવ્યો છે, બતાવ તારો ભગવાન્, નહિં તો આજ ખડ્ગે તારૂં શીશ છેદી નાખું છું?

(ખડગ ઉગામતો ધસે છે.)

બોલ કેમ ઉત્તર નથી આપતો! મારામાં છે તે?

પ્રહ.—પિતાજી, સઘળા જીવવાળા પ્રાણીઓમાં તે છે એટલુંજ નહિં પણ જે વસ્તુઓ જડ છે તેમાં પણ તે છે, અને તેની ઇચ્છાવના માણસથી કંઇજ થઇ શકતું નથી.

હિરણ્ય.—હેં જડમાં પણ તે છે કેમ? ત્યારે આ સ્તંભમાં પણ હશેજ?

પ્રહ.—એમાં પણ તે સાક્ષાત રહેલા છે.

હિરણ્ય.—એમાં પણ છે તો હોશીઆર થા, આ એનો ને તારો બંનેનો અંત આણું છું. બોલાવ તારા ભગવાનને કે રક્ષણ કરે.

(એમ કહી સ્તંભ ભણી ધસે છે ને તેમાં પ્રહાર કરી તેને ચીરી નાખે છે તેવોજ એક ગંભીર ભયંકર તેમાંથી શબ્દ નીકળી નૃસિંહરૂપ પ્રગટ થાય છે ને સર્વ સભાસદો ભય પામી નાશી જાય છે. માત્ર હિરણ્યકશિપુ અને પ્રહલાદ બેજ જણ રહે છે.)

હિરણ્ય.— शार्दूलविक्रीडितवृत्त.

દેખું છું અદભૂત આ સ્વરૂપ શું, તેજસ્વિ ગંભીરરે,
નેત્રે તો નથિ ન્યાળ્યું ને શ્રવણ મેં શ્રુણ્યું ન એવું ખરે;
ચક્ષુ લોહિત વર્ણ કર્ણ લગતાં, ભ્રૂવક્ર કાળી ચડી,
છે વીશાળ લલાટ કેવળ રહ્યું તેથી નિરાળું પડી. ૧૭૬
દંષ્ટ્રા તિવ્ર કરાળ ખંજર સમી છે-ઓષ્ટ ભોરિંગરે,
થાતાં મૂખ વિકાશ ગવ્હર ઘણી વિક્રાળ દેખાયરે;

---

૧૭૬ કર્ણ=કાન, લગતાં=સુધી–કાન લગી ગયલાં, ભ્રુ=ભવાં નિરાળું=જુદું.

ટુંકા કેશ શિરે ગ્રિવાપર દિપે નારાચ ઉભાં યથા,
બાહુ વૃક્ષનું વૃંદ ચંડ નખ છે સ્વલ્પા કટી સર્વથા. ૧૭૭
નીચેનું વપુ સર્વ સિંહસરખું, મોટી કરે ગર્જના,
સૃષ્ટીના ક્રમથી વીરૂધ રૂપ આ પ્રેરે મને તર્જના;
તેજે પીડિત સર્વ સુભટ ભયે નાઠા તજી આયના,
શક્તિભંગ કરે મને અવરકો, રે કાળ સાચાવના. ૧૭૮

પ્રહ.— **ગિતીવૃત્ત.**

જય અદ્ભુત મૂર્તિજય, જય જય શ્રીબ્રહ્મરૂપ સાક્ષાત;
જયજય નર કેશરિ જય, વંદન કરૂં જોડિ હું ઉભય હાથ. ૧૭૯

નૃસિંહ— **नाराच छंद.**

થજે અરે તું દુષ્ટ દાનવેશ સાવધાનરે,
સમીપ અંત આવિયો મુકીશ સદ્ય માનરે;
કિધાં અધર્મ ધર્મ શર્મ છાંડિને મદે ભર્યો,
પડ્યો તું પાપ અગ્નિ માંહ્ય કેમ જાય ઉગર્યો. ૧૮૦
પિડ્યા અનેક પ્રાણિને પિતા થઇ પ્રજા તણો,
ભવીષ્યને ન જોયું દેવ ભક્તને દમ્યો ઘણો;
નસાય તેમ નાસ પિંડ આપનો તું રક્ષજે,
ગ્રહૂંછ તૂજને હવે તું સાવધાન રે થજે. ૧૮૧

(એમ કહી ફાળ મારે છે અને હિરણ્યકશિપુ સામું
થવા કરે છે પણ તે કેવળ ગતિભંગ થઇ ગયલો છે
ને નૃસિંહરૂપ તેની ગરદન પકડી લેછે.)

---

૧૭૭ દંષ્ટ્રા=દાંત, દાડ, કરાળ=ભયંકર, ઓષ્ઠ ભોરિંગ=હોઠ ભોરિંગ એટલે અજગરના જેવા છે એટલે કાળા ને જાડા, ગહ્‌વર =ગુફા. ગ્રિવા=ગરદન, ડોક, નારાચ=બાણ-તીર સ્વલ્પા=નાની.

૧૭૮ તર્જના=ભય, દહેશત.

હિરણ્ય.—અરેરે! આ શું કહેવાય! શું ઉપાય કરૂં! કોને બુમ પાડું!

### वसंततिलका.

નાઠા સહૂ સુભટ સાથિજ સૂખનારે,
સંકષ્ટથી કવણ અહાં મુજને ઉગારે;
માગું દયા કયમ દયા નથિ આચરી મેં;
ચિંતા નહી ભવિષની કદિ મેં ધરીરે. ૧૮૨
આપે કર્યાં કૃતતણાં ફળ ચાખવાંરે,
મિથ્યા ન થાય નિમ એ સમજયો હવાંરે;
સંસારથી છળિજ દેહ કર્યો કુરંગ,
દેખી પ્રકાશ મણિ માની ગ્રહ્યો સ્ફુલીંગ. ૧૮૩

નૃસિં.—રે દુષ્ટ, હવે શું શોચ કરે છે? સાંભળ, મને ઉત્તર દે.

હિરણ્ય.—જી.

નૃસિં.— वसंततिलका.

છું હું જરાયુજ?——

હિરણ્ય.—ન——

નૃસિં.—અંડજ છું?——

હિરણ્ય.—નથી રે,——

નૃસિં.—ઉદ્‌ભીજ છું?——

હિરણ્ય.—નથિજ——

નૃસિં—સ્વેદજ છું!——

હિરણ્ય.—નથી રે;——

નૃસિં—બ્રહ્માથિ ઉત્પન્ન થયા સહુ પ્રાણિમાંહે,
શેમાં મને ગણિશ તું?——

હિરણ્ય.—નહિં કોઇ માહે. ૧૮૪

નૃસિં—જો આ શું છે? અસ્ત્ર છે કે શસ્ત્ર?

(એમ કહી પોતાના નખ બતાવે છે.)

હિરણ્ય.—(આંખ મીચીને) ક્ષમા, ક્ષમા, અસ્ત્ર પણ નથી અને શસ્ત્ર પણ નથી. પણ આ તો ઘરમાંહે છે.

નૃસિં—રે મૂર્ખ! તું હજી શું જીવવાની આશા રાખે છે? રે શું તું એમ સમજે છે કે "હું ઘરમાં નહિં મરૂં, બહાર નહિં મરૂં, આકાશમાં નહિં મરૂં, ને પાતાળમાં નહિં મરૂં" એવું વરદાન મેળવ્યું છે તેથી તું અમર છે? શું એ વિનાની બીજી જગા નથી? ઘરનો ઉમરો, ઘરમાં કહેવાય, કે ઘર બહાર કહેવાય, આકાશમાં કહેવાય કે પાતાળમાં કહેવાય?

હિરણ્ય.—હું ભુલ્યો, પરમાત્માની આગળ કોઇ સમર્થ નથી.

(પડદામાં શબ્દ થાય છે કે "દિવસ વીતી ગયો સાયંકાળ થઇ છે ગોડીવાર પછી રાત્રી બેશશે માટે સહુ સાવધ થાઓ સાવધ થાઓ.)

નૃસિં.—સાંભળ, તારા અંતકાળનો સમય થયો, દિવસ નથી તેમજ રાત્રી નથી. માટે ચાલ હોશીયાર થા.

(તેને ઘસડી લઇ જાય છે ને પ્રહલાદ પણ પાછળ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રાજ્યમંડપ.

(ઘણા સભાસદો એકઠા થયલા છે. બીજા પણ માણસો ઘણાં ભેગાં થયાં છે.)

૧ માણસ—આજ અહિં આટલાં બધાં માણસો, અમીરો, સરદારો અને મંડલીકરાજાઓ, એ સહુ કેમ એકઠા થયા હોશે વારૂ?

**૨ માણસ**—પ્રહલાદજીને આજ રાજ્યાભિષેક થવાનો છે તે તું નથી જાણતો ?

**૧ માણસ**—હાં, એમ છે કે ? હિરણ્યકશિપુ નથી એટલે હવે રાજ્યાસને કોઇ બેસવું જોઇયે પરૂંજ તો. મેં સાભળ્યું હતું કે મહારાજ હિરણ્યકશિપુએ પ્રહલાદના ઉપર કોપ કરીને એક સ્થંભને ચીરી નાખ્યો, અને પ્રહલાદજીને પણ મારી નાખત, પણ એટલામાં તે સ્થંભમાંથી અડધું માણસ અને અડધું સિંહનું રૂપ એવું એક અદ્ભુત સ્વરૂપ પ્રગટ થયું હતું.

**૨ માણસ**—જોની પેલો રહ્યો તે સ્થંભ.

(એમ કહી આંગળીએવતી બતાવે છે.)

**૧ માણસ**—પછી શું થયું તે હું નથી જાણતો.

**૨ માણસ**—તું નથી જાણતો ત્યારે લે સાંભળ. અહિંથી હિરણ્યકશિપુને ઘસડી જઇને નૃસિંહજી ઉમરાઉપર જઇને બેઠા અને હિરણ્યકશિપુને પોતાના ખોળામાં લઇને તેને વજ્રસરખા નખ દેવા લાગ્યા. હિરણ્યકશિપુએ અત્યંત આક્રંદ કર્યું અને કાલાવાલા પણ બહુ કર્યા. તે સાંભળીને રાણી કયાધુ ત્યાં આક્રંદ કરતાં દોડી આવ્યાં.

**૧ માણસ**—તેણે ત્યાં આવીને શું કીધું ?

**૨ માણસ**—તેણે નૃસિંહજીની ઘણી પ્રાર્થના કરી કે ક્ષમા કરો અને દયા લાવો.

**૧ માણસ**—ત્યારે નૃસિંહજીએ શું કહ્યું ?

**૨ માણસ**—ત્યારે હિરણ્યકશિપુના સઘળાં દુષ્ટ કર્મો કહી બતાવ્યા અને તેમ કરતાં કરતાં તો તેઓ અત્યંત કોપાયમાન થઇ ગયા. અને છેલીવારે કહ્યું કે મારો તિરસ્કાર કરશે તો તે

હું સહન કરીશ, પણ મારા ભક્તને જે પીડા કરે તેને હું દંડ દીધાવિના કદી નહિં રહું.

**૧ માણસ**—પછી.

**૨ માણસ**—પછી કયાધુએ પ્રહલાદજીને કહ્યું કે—

## वसंततिलका.

રે પુત્ર દુષ્ટ નથિ પુત્રજ છે તું વેરી,
ડંશી હણે નિજ પિતા નીચ સર્પ ઝેરી;
રાચે શું તું વિલપતાં નિજ માત તાત,
નિશ્ચે થશે તુજ તણો કહું નર્ક પાત. ૧૮૫
આણી દયા નિજ પિતા જિવથી મુકાવ,
સૌભાગ્ય હું જનનિનું સમજી બચાવ;
માગૂં ક્ષમા ઉલટિ હું પડિ તૂજ પાય,

**૧ માણસ**—મા દીકરાને પગે લાગી! અરેરે!

**૨ માણસ**—પછી પ્રહલાદજીએ કંઇ જવાબ નહિં દિધો ત્યારે કહ્યું કે

ધિક્કાર છે બહુ તને ન દયાજ કાંય. ૧૮૬

**૧ માણસ**—મારી છાતિ તો ખરેખર ભરાઇ આવે છે. પ્રહલાદજીએ પછી પણ કંઇ જવાબ દીધો કે નહિં?

**૨ માણસ**—હા, પછી કહ્યું જે—

## प्रहर्षणीवृत्त.

માતારે એમ મુજને તું દોષ દે છે,
ભાવી તે, કવણ કહે કદી મુકે છે;
સત્કૃત્યો અગણુ કરે પ્રભૂ મળે ના,
મૃત્યૂ લે, પ્રભુ ચરણે, સુભાગ્ય તેનાં. ૧૮૭

પ્રહ્લાદજીએ એટલું કહ્યું નથી એટલામાં તો નૃસિંહજીએ હિરણ્યકશિપુને ચીરી નાખ્યો. કયાધુ તત્કાળ મૂર્છા પામી ગયાં ને તેને ત્યાંથી લઇ ગયા.

**૧ માણસ**—પછી પ્રહ્લાદજીનું શું થયું ?

**૨ માણસ**—અરે સાંભળ તો ખરો, હિરણ્યકશિપુને મારતાં મારતાં તો નૃસિંહજી અત્યંત કોપાયમાન થઇ ગયા, અને સ્વરૂપ ઘણુંજ વિકરાળ થઇ ગયું. દેવતાઓ સઘળા એકઠા થઇ આવ્યા, તેઓએ ઘણી સ્તુતિ કરી પણ કંઇજ કોપ સમ્યો નહિં. અને તેમની પાસે તો કોઇથી જવાયું પણ નહિં. બધાએ મળી પછી પ્રહ્લાદજીને સમજાવ્યા, તેણે જઇ ઘણીજ સ્તુતિ કરી ત્યારે તેમનો કોપ શાંત થયો.

**૧ માણસ**—ધન્ય છે પ્રહ્લાદજીને—પછી ?

**૨ માણસ**—પછી પ્રહ્લાદજીને કહ્યું કે હું તારી ભક્તિથી તારા ઉપર અત્યંત પ્રસન્ન છું માટે તું કંઇ વર માગ. પ્રહ્લાદજીએ કહ્યું કે મારા પિતાનું, તમારે હાથે મૃત્યુ થયું છે, તેથી અસદ્‌ગતિ નહિં થાય એમ હું સમજું છું ખરો; પણ તે છતાં ધીરજ નથી રહેતી માટે એજ માગું છું.

**૧ માણસ**—વાહવાહરે પ્રહ્લાદજી! ખરે એમને ધન્ય છે—પછી.

**૨ માણસ**—પછી તેમણે પ્રહ્લાદજીને કહ્યું કે જેના વંશમાં તારા જેવા ભક્ત થાય છે તેનો મોક્ષ થયાવિના રહેતોજ નથી. ત્યારે પ્રહ્લાદજીએ હાથ જોડીને કહ્યું કે હે ભક્તવત્સલ, પણ એણે તમારી સાથે ઘણુંજ વેર વાર્યું છે, તેથી મને ચિંતા થતી હતી.

**૧ માણસ**—હા ખરી વાત કહી. એણે કંઇ વેર રાખ્યામાં કસર નથી રાખી, એનો પાપમાંથી કેમ છુટકારો થાય? જોની એને એટલું વેર કરવાનું શું કારણ?

**૨ માણસ**—તેજ નૃસિંહજીએ કહ્યું, કે તું ચિંતા માં કર, એ પોતેજ મારો ભક્ત છે. વૈકુંઠમાં જયવિજય બે પોળિયા હતા. તેમને સનકાદિકનો શાપ થયો કે જાઓ તમે પૃથ્વી ઉપર જઇને પડો. પણ પાછું વૈકુંઠ પામવાને માટે તે બન્ને જણે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે તેમનો અનુગ્રહ રૂષીએ કીધો, અને કહ્યું કે તમે શ્રીભગવાનને ભક્તિભાવે ભજશો તો કેટલેક કાળે તમે પાછા આવશો. ત્યારે તેઓએ ફરીથી કહ્યું કે મહારાજ, અમે, વહેલા અહિં આવિયે એમ કરો તો સારૂં. ત્યારે સનકાદિકે કહ્યું કે જો તમે વેરભાવે ભગવાનને ભજશો તો તમે વહેલા વૈકુંઠ પામશો, કેમકે ભગવાન પોતેજ તમને મારવાને અવતાર ધારણ કરશે, અને તેમને હાથે મૃત્યુ થવાથી તમારો જલદી મોક્ષ થશે. તારા પિતા હિરણ્યકશિપુ અને કાકા હિરણ્યાક્ષ એ જયવિજયનો અહિં થયલો અવતાર હતો. આ પ્રમાણે કહીને પ્રહલાદને કહ્યું કે તું કંઇ બીજું માગ.

**૧ માણસ**—ત્યારે તો પ્રહલાદજીએ આનંદ પામીને કંઇ સારૂં માગ્યું હશે?

**૨ માણસ**—ના, પ્રહલાદજીએ કહ્યું કે તમારાં સાક્ષાત દર્શણ થયાં માટે હવે મારે શું બાકી છે કે માગવું? જેઓ ખરા અંતઃકરણથી તમારી ભક્તિ કરે છે, તેઓ કાંઇ માગતાજ નથી.

**૧ માણસ**—સાબાશ છે, બીજો કોઇ માગ્યાવિના નહિં રહે.

**૨ માણસ**—જ્યારે પ્રહલાદજીને ઘણું કહ્યું ત્યારે તેમણે એટલુંજ માગ્યું કે તમારી નિષ્કામ ભક્તિ હું માગું છું. નૃસિંહજી અત્યંત પ્રસન્ન થયા. પછી રાજ કરવાની પ્રહલાદજી ના પાડતા હતા, તેથી તેમને સમજાવીને કહ્યું કે તું રાજ્ય કર. પ્રહલાદજી તેમની સ્તુતિ કરીને પગે લાગ્યા, અને એટલામાં નૃસિંહરૂપ અંતરધ્યાન થઇ ગયું; અને હિરણ્યકશિપુ પણ વિમાનમાં બેશી સ્વર્ગે ગયો.

**૧ માણસ**—ત્યારે દેવતાઓ આવ્યા હતા તેઓનું શું થયું?

**૨ માણસ**—તેઓ સઘળા પછી પ્રહલાદને આશીર્વાદ દઇને ચાલ્યા ગયા.

**૧ માણસ**—ત્યારે હવે રાજ્યાભિષેક આજે થશે?

**૨ માણસ**—હા, એમ જાણ્યું કે પ્રહલાદજી આવશે.

(એટલામાં ચોપદારો નેકી શબ્દ પોકારતા આવે છે, અને પાછળ પ્રહલાદજી તથા નારદરૂષી આવે છે સઘળા ઉભા થાય છે અને આવકાર આપે છે.)

**પ્રહ.**—તાત નારદજી, આપ આસનઉપર બિરાજો.

**નારદ**—હે પુત્ર, આ અનુપમ રાજ્યાસનઉપર તમને આજે સ્થાપન કરવા છે માટે હું પછી બેશીશ. હમણાં મૂહૂર્ત ઘણું સારૂં છે માટે આ રાજ્યાસનઉપર બીરાજમાન થાઓ.

(પ્રહલાદ બેશે છે.)

**નારદ**—અભિષેકની સામગ્રી ક્યાં છે?

**અનુચર**—આ રહી. (એમ કહી આપે છે,)

(નારદજી મંત્ર ભણી પ્રહલાદને શીરે જળ મુકે છે. કંકુનો ચાંલો કરે છે. બીજા બ્રાહ્મણો આશીરવાદ ભણે છે અને નારદજી દર્ભ પાણીમાં બોળી સઘળે છાંટે છે.)

પ્રહ્‌.—તાત નારદજી, હું તમને વંદન કરૂં છું.

નારદ—વત્સ, તારૂં કલ્યાણ થાઓ. આજે તને રાજ્યાસને બેસાડી હું અત્યંત હર્ષ પામ્યો છું. મારે હવે કહેવાનું એટલુંજ છે કે રાજ્ય કરવું એ ઘણુંજ કઠિણ કામ છે. પણ હું સહજ કહું છું એટલુંજ જો ધ્યાનમાં રહેશે, તો તારૂં કલ્યાણ થશે, અને કીર્તિ વધશે.

## अनुष्टुपछंद.

પિતા પેરે પ્રજાને તું, સ્નેહથી નિત્ય પાળજે;
રાજ્યવૃદ્ધિ પ્રજા સ્નેહે, અવિશ્વાસે વસે ન તે. ૧૮૮
પ્રજા કેરૂં હીત ચિત્તે રાખશે રાય ધીર જે,
પ્રજા સંગે રહ્યો રાજા જેમ આત્મા શરીર છે. ૧૮૯
રાય પોષે પ્રજાને ને, પ્રજા પોષેછ રાયને;
યોગ્યથી અધિકું ઇચ્છે, અપ્રિય દુખી તે બને. ૧૯૦
સુમાર્ગે સંચરી જાતે, સુમાર્ગી કરજે પ્રજા;
સુમાર્ગે છે સૂખ સર્વે, ધર્મની ધરજે ધજા. ૧૯૧
જાણજે સમાન સર્વે, રાજ્યના નીમ બાંધજે;
તોડતાને દંડ દેજે, સર્વેથી મૈત્રી સાંધજે. ૧૯૨
સદ્‌ગુણી પંડિતો શિરે, રાજ્યનાં કાર્ય નાખજે,
તથાપી સર્વમાં દ્રષ્ટી, ચતૂરાઇથી રાખજે. ૧૯૩

પ્રહ્‌.—તમારી અમુલ્ય શિક્ષાનો લાભ લીધાવિના હું કદી નહિં રહું.

(ચોપદારો વળી પોકાર કરે છે. મંડળીકરાજાઓ એક પછી એક ઉઠીને પ્રહ્‌લાદના પાદારવિંદનું વંદન કરી આવે છે અને ત્યારપછી કેટલાક મુખ્ય લોકો આગળ જઇ વંદન કરેછે.)

લોકો— **શાર્દૂલવિક્રીડિતવૃત્ત.**

વેળા કષ્ટની વીતિને ઝળકતાં આ રત્ન સિંહાસને,
આજે દેવ પ્રતાપિ મૂર્તિ પ્રથમે, ન્યાળિ પ્રજા અંતરે,
રાત્રી ઘોર જતે નવીન રવિને રંગીત પ્રાચીવિશે,
જોતાં પદ્મ સમૂહની સમ રહી, હર્ષે પ્રફુલી દિશે. ૧૯૪
આ કોલાહલ છે ધ્વની પ્રતિ ધ્વનીરે રાજ્યભક્તિતણા,
રૂડો ઉત્સવ છે અપૂર્વ સહુને કાંઇ ન દેખું મણાં;
વાસી વિશ્વ રહ્યું બધું સુરભિથી યજ્ઞોતણાં ધૂપના,
યજ્ઞાગ્નિથિ થયું વિશુદ્ધ સઘળે ગાએ ગુણો ભૂપના. ૧૯૫
સ્તૂતીથી વિભુવંદતા દ્વિજતણાં સ્વરો ઊંચા સ્વર્ગમાં,
જાણે જાય વધામણી રૂડિ લઇને દેવના વર્ગમાં;
વાજે દુંદુભિ; આપ્સરા નૃત કરે; કલ્યાણ શબ્દે રહ્યાં,
ગાજી સર્વ ખગોળ; વૃષ્ટિફુલની; સ્વીકાર ચિન્હો લહ્યાં.૧૯૬
આરૂડા શુકનો રૂડું ભવિપરે, દર્શાવતા નિશ્ચય,
સવૃષ્ટિ સુખકાળ જેમ, સઘળે થાજો તમારો જય;
સ્નેહેથી અતિકાળ ભૂપતિ તમે સ્નેહી પ્રજા રક્ષજો,
ઇર્ષા ઇન્દ્ર કરે અનુપમ સદા રે રાજ્ય એવું હજો. ૧૯૭

**નારદ**—દેવતાઓએ પ્રસન્ન થઇને જુદાં જુદાં તને વરદાન આપ્યાં છે. મારે હવે એટલોજ આશિર્વાદ દેવાનો બાકી રહ્યો છે.

---

૧૯૪ જેમ ઘોર અંધારી રાત પુરી થઇ ગયા પછી નાનાપ્રકારના રંગવાળી પૂર્વદિશામાં સૂર્યને ઉગતો જોઇને કમળનો જથો ખીલી રહે છે તેમ દુ:ખનો સમય વીતી ગયો છતે તમારી પ્રતાપવાન મૂર્તિને રત્નજડિત સિંહાસનઉપર પહેલવહેલી બીરાજતી જોઇને પ્રજા ઇઆને સર્વ લોકો હર્ષ પામી રહે છે.

## अनुष्टुप छंद.

રાજ્ય તારૂં શ્રેષ્ટ થાજો, વિસ્તરો કીર્ત્તિ વિશ્વમાં,
રહો છાઇ સર્વ તુંમાં, તારકો જેમ સૂર્યમાં. ૧૯૮

પુત્ર પ્રહલાદ, વિશેષ કંઇ ઇચ્છા છે?

પ્રહ્.—આપે, અને દેવતાઓએ, અને સાક્ષાત નારાયણે મારા ઉપર અત્યંત કૃપા કરી છે. હવે મને શેની ઇચ્છા હોય? પણ ભલે આ પ્રમાણે થજો.

## शिखरिणीवृत्त.

થજો લક્ષ્મી વૃદ્ધિ, રૂજ રહિત સર્વે પ્રફુલ જો,
દિપો સદ્‌વિદ્યાએ, પરમ નિતિ શૃંગાર ધરજો;
સગાં સ્નેહી સાથે, અનુભવિ સુખો સૌ રૂતુ તણાં,
પરંબ્રહ્માનંદે, નિશદિન રહો મસ્તજ ઘણાં. ૧૯૯

(સર્વ ઉઠી જાય છે.)

